## (૧૭)

# શીલ અને સમાજ

શરચ્ચંદ્ર તો સાહિત્યસ્વામી છે. આપણે જેમને સામાન્ય ને અતિ સામાન્ય લોકો કહેતા હોઇએ છીએ તેવા લોકો તરફ એમની સહાનુભૂતિ, અનુકંપા અને શ્રદ્ધાને કોઇ પાર નથી. એટલે એમની વાર્તાના નાયકો અને નાયિકાઓ ઘણીવાર સમાજના આ ઓરમાયા વર્ગનાં હોય છે. 'અંધારે આલોક' અને એમનું વિખ્યાત નવલ 'શ્રીકાન્ત' એના દાખલા છે. મધ્યમવર્ગનાં જે અમરચિત્રો એમણે ઊભાં કર્યાં છે, અને તેમાં પણ સમાજનો જે દલિત વર્ગ ગણાય છે એ સ્ત્રીવર્ગમાં એમણે ભારે તેજસ્વી ધર્મપરાયણતાનું આરોપણ કરેલું છે. પારકાં છોકરાને ઉછેરવા ને સાચવવા સારુ ઘરનાં માણસો સાથે એ પુણ્યચરિત નારીઓ ઝઘડો કરતી હોય છે.

આ બધું વાંચ્યું છે, રસપૂર્વક વાંચ્યું છે, પણ તે વખતે મનમાં એમ થતું કે આ બધું અદ્ભુત રીતે લખાયું છે એની ના નહિ, પરંતુ આ નવલકથામાં આવે છે એવી સ્ત્રીઓ અને એવાં અસામાન્ય સામાન્યજનો ખરેખર હશે ખરાં? કે પછી મહાપુરુષોને હાથે પથ્થરની પ્રતિષ્ઠા થાય તોપણ પૂજાય છે એવું તો આ નહિ હોય ને? એમની અનુકંપાએ એમનાં ચિત્રો ને પાત્રોને વધારે પડતો રંગ તો નહિ ચડાવ્યો હોય? પરંતુ હમણા ફરતાં ફરતા શરચ્ચંદ્રની શ્રદ્ધાને સાચી ઠરાવતા એકાદ-બે કિસ્સા પ્રત્યક્ષ જોવા મળ્યા.

*

…ગામ ગયો હતો. ક પટેલ અનુભવીને આબરૂવાળા. શેરડી ખાતાં ખાતાં વાતો ચાલતી હતી. મેં કહ્યું:

'મારે તમને એક વાત કહેવી છે. બાજુના ગામમાં ગયો હતો, ત્યાં…પટેલને તો તમે ઓળખો છો. એણે એની વહુને હમણાં કાઢી મૂકી છે. કહે છે કે છોકરાં ઊઝરતાં નથી એટલે બીજી કરવાનો વિચાર છે. એ વાત તો ઠીક, પણ બાઇ એના પિયરથી હજાર–બે હજારનું ઘરેણું લઇને આવેલી, હવે એ ઘરેણું પણ નથી આપતો ને જીવાઇ પણ નથી આપતો. તમારી નાતે આવા કિસ્સામાં વચ્ચે પડવું જોઇએ.'

'એ તો બહુ કહેવાય, હળાહળ કળજુગ જ આવ્યો છે ને! ઘરનું માણસ! કેટલા તડકા–છાંયડા હારે કાઢ્યા હોય તોય આમ કેમ થતું હશે? સારું માણસ પોતાના જૂના ઢાંઢાનેય આમ કાઢી નથી મૂકતો.'

મેં કહ્યું: 'હવે કાઢી મૂકવાનું ક્યાં લેવા જાવું પડે એમ છે? અમારા ગામમાં તો એ બાબતમાં કાળજાં કઠણ થઇ ગયાં છે.'

'સાચી વાત છે. જમાનો એવો આવ્યો છે કે આબરૂસોતા એના (પરમાત્માના) ધામમાં પહોંચી જઇએ તો ઘણું કહેવાય. અમારા ઘરમાં જ હજુ કાલ બોલાચાલી થતાં રહી ગઇ.'

'શું?' મારાથી બોલી જવાયું.

'અમારી એક ભાણેજવહુ છે. એના સારુ કંઇક લૂગડું આવેલું. તે બૈરાંનો જીવ…' કહી થોડીવાર એ થંભી ગયા. જાણે જીવ ઊંડો ઊતરી ગયો. શેરડીનો કટકો હાથમાં રહી ગયો. પછી પાછાં ચૂસવાનું શરૂ કરીને કહે:

'મારે એક બેન હતી. પરણાવી, પણ આદમી કાંઇક સ્થિતિએ દૂબળો એટલે જમીન પણ અમે પડખેના ગામમાં લઈ દીધેલી. પરણાવ્યા પછી ચારેક વર્ષે બેન દુઃખાણી. દોઢ વરસનો ભાણો એટલે

ત્યાં કેમ રહે? અમે ઘેર લઈ આવ્યા. ત્યાંની એક અહીંથી જ અધવારું કરીને સંભાળી. બહેન પણ થોડાં વરસે પાછી થઇ. ભાણો અમારી ભેગો ઉછર્યો. એક શીખ્યો. ભાણો પણ જોઇને કાળજું ઠરે એવો. સત્તર અઢાર વરસનો થયો એટલે પરણાવ્યો. બાઇ આણું આવી એટલે એમને ગામ મોકલીને ત્યાં વસાવ્યાં ને એક ચરૂ કરાવી. ભાણાને ઘેર દીકરો આવ્યો. પણ ભગવાનને કરવું છે ને? વાત જોડી કાઢેની લાગે પણ ત્રીજે જ વર્ષે ભાણોય પાછો થયો. પછી એની વહુને અહીં તેડી લાવ્યા, કેમકે એના પિયરમાં ને ભાઇઓમાં સમાય એમ નહોતું. પહેલાં બેન ને ભાણો આવ્યાં'તાં એમ આ ભાણેજવહુ ને એનો દીકરો આવ્યાં. ખેતીનું પેટ મોટું તે સૌ મહેનત કરે તો ભરી ખાય. એની ઉપર ઇશ્વરની એટલી દયા છે. બેનને હું અહીં તેડી લાવેલો તે દિવસથી મેં એક નીમ લીધેલું કે ઘરમાં બાઇવું માટે, છોકરાં માટે, કંઇક લૂગડું–ચીંથરું, ચીજવસ્ત લાવવાનું હોય તો એક એક નંગ વધારે જ લાવવું. ૨૦–૨૫ વરસ થઇ ગયાં, પણ મારી સાંભરણમા કોઈ દી હું એમને ભૂલ્યો નથી કે વેરોવંચો થવા દીધો નથી. કાલ સાંભળ્યું કે ભાણેજવહુને માટે ઘરમાં કંઇક લૂગડું આવ્યું હશે ત્યારે નાના દીકરાની વહુએ એમ કહી નાખ્યું હશે કે આવાં ને આવાં ખરચ. ગોળ ને ખોળ સૌ સરખા!' ભાણાની વહુને સાંભળતાં આમ બોલ્યા છે એણે બે આંસુ પાડ્યા હશે. ભગવાન! ભગવાન! એને એટલીય ખબર ન પડી કે ગોળ તો મોંઢો મધ જેવો લાગે ને વેણ તો કડવી નઇ જેવાં કાઢ્યાં, પણ તોય અમારા ઘરમા ભારે સંપ. બીજે તો જ્યાં જોઇએ ત્યાં ઢેફા–ફજેતા છે...'

હું પાછળથી પૂરું ધ્યાનપૂર્વક સાંભળતો નહોતો. વિચારે ચડી ગયેલો કે આ માણસે જે પુણ્યકાર્ય કર્યું છ તેને ક્યા પ્રકારનો યજ્ઞ કહેવો. રાજસૂય, સર્વમેધ, વિશ્વજિત કે કયો યજ્ઞ આની તોલે આવે?

પહેલા બહેન અને ભાણેજને સમાવ્યા. ખાવાનુ જ આપ્યુ એમ નહિ એ તો અનાથાશ્રમો પણ આપે છે પણ પ્રેમ આપ્યો, ગૌરવ આપ્યુ, જીવનનો મહિમા આપ્યો, ને એ કામ પૂરુ થયુ 'હવે આપણે છૂટા' એમ માન્યું ત્યા વળી 'પુનશ્ચ હરિ ૐ' જેવુ થયુ. હજુ એ બાળક ચાર વરસનુ છે તેને અઢાર વરસનુ કરવુ પડશે ત્યાંસા ચૌદ વરસ ભલભલાની છાતી બેસી જાય, પણ આને તો એનો વિચાર જ નથી એણે કહ્યુ કે ખેતીનુ પેટ મોટું એમાં સૌ સમાઇ જાય એ વાત સાચી છે મધ્યમવર્ગમા આવુ બન્યુ હોય તો નભાવવું મુશ્કેલ હોય છે, કેમકે એમા એક જણ કમાનાર ને બાકીના સૌ ખાનાર હોય છે પણ તેમ છતાયે એની કરનારનુ દિલ પણ મોટુ હોવુ જોઇએ સગાભાઇને અર્ધો ચાસ જમીન વધારે ન આપવા માટે, એટલી જમીનની કિંમત કરતા વીસવીસ ગણા નાણા કોર્ટકચેરીમા ખરચીને પાયમાલ થનારા ખેડૂતો પણ પડયા જ છે ને! ને સંપત્તિવાનો પણ કયા નથી પડયા કે જેના રસોડાના એંઠવાડમા પાચ જણ નભી જાય એવું હોય છતાયે ભાઇને માટે જરાક સરખો ધમારો ખમવાની વાત આવતા જીવ તાળવે ચોટી જતો હોય છે હમણા એવા એક શેઠને મળવાનુ થયેલું મે કહ્યુ

'ગાધી–જયતીની થેલીમા તમારે કઇક આપવાનુ છે તમે રાજી થઇને કરો તેટલુ નોધુ' .

'મને શ્રદ્ધા નથી દર વરસે કરોડો રૂપિયાના ફડકાળા થાય છે તેનુ સૌ ગાધીવાળા શુ કરે છે?'

'તમે તો રોજ છાપા વાચો છો તમે કઇ ગામડિયા નથી કે દેશમા શુ કામ ચાલે છે તે કહેવું પડે'

'તો ચાર આના નોધો શ્રદ્ધા તો નથી, પણ ગામ હારે તો રહેવુ જોઇએ ને?' મે કહ્યુ 'શ્રદ્ધા વિનાનું ગાધી થેલીમા ન લેવાય

એમા તો દિલનો ઉમગ જોઇએ '

' ઉમગ તો કયાથી હોય ? જુઓને તમે ખાદેય મોઘી કરી નાખી ૭ આને મળતી હતી ને આઠ આને થઇ ગઇ '

આ શેઠ, જેની પાસે ગામના પ્રમાણમા ઠીકઠીક નાણું છે તેને પોતાને જોઇતી પાચ શેર ખાડ મોઘી થઇ ગઇ તે દુનિયામાં સૌથી મહત્ત્વનો પ્રશ્ન લાગે છે ગાધીવાળાઓએ અહીથી પરદેશી સત્તાને કાઢી, રાજાઓને ફારેગ કર્યા, તાલુકાદારોના સેકડો ગામડાઓને એક જ ખાલમા રૈયતની સાથે મૂકી દીધા—એ બધુ કશી ગણતરીમા નથી ' મારી પાચ શેર ખાડ મોઘી થઇ ગઇ, છતા આવ્યા છો તે ચાર આના લઇ જાઓ અમે શેઠ થયા એટલે કાઇ ના પડાય છે ' આ એની મનોદશા મને થયુ કે ' કયા આવા લક્ષ્મીપતિ રાક લોકો અને કયા પેલો મજૂરી કરીને જીવતો ને અન્યને જિવાડતો દિલનો દિલાવર રાક ખેડૂત સાચી સપત્તિ તો એની પાસે જ છે ને ! એવી સપત્તિ કેટલેક ઠેકાણે હશે ! '

*

થોડા દિવસ પહેલા એક ગામમા જવાનુ થયુ હતુ યજમાનને મે કહ્યુ ' અહી કોઇ ભજનિક હોય તો રાતે ભજન સાભળવા છે ' યજમાન કહે ' એક જણ છે—કોળી ભગત—પણ જરાક વિચિત્ર છે એનુ કઇ કહેવાય નહિ આજ આપણે ત્યા જ દાડીએ આવેલ છે મળશુ

વાડીએ નાહવા ગયા ત્યા ખેતરમા એક વૃદ્ધ દાડિયો કામ કરતો હતો ગામડામા સર્વવ્યાપી છે તેમ એના લૂગડા મેલા ને ફાટી ગયેલા હતા દાઢી વધી ગઇ હતી ને તેના પર પરસેવાના ટીપા બાઝ્યા હતા અમે પાસે જઇને ઊભા રહ્યા પણ એણે અમારી સામે જોયુ નહિ કોદાળી વની ગો ખોદ્યે રાખી ગામડાના લોકો પર ઇસ્ત્રીબધ લૂગડા

ને સુંવાળી ચામડીવાળાનો એક પ્રકારનો મૂંગો વટ પડે છે. તેવું આમાં કાંઇ ન દેખાયું. મેં કુતૂહલથી કહ્યું: 'બાપા! હું...બાઇને ત્યાં આવ્યો છું. તમે ભજન સારાં ગાવ છો તે આજ રાત્રે સંભળાવશો ?'

ખોદતાં ખોદતાં કહે: 'ના ભાઇ! આજ નો ફાવે!' મારા યજમાન મારી ઓળખાણ આપીને કહે; 'વાંધો શું છે?' કોદાળી હેઠામાં ખોસી, સાબડા પર મોં ટેકવીને કહે: 'સાચું કહું, ભાઇ? ભજન કરવા બેસીએ પછી કાંઇ માપ રે'તું નથી. રાત એમાં વઇ જાય છે, ને પછી સવારે મોડું ઉઠાય. જેની દાડીએ જાવું હોય એનું કામ ઓછું થાય. અગિયારસ કે અમાસનો અગતો હોય ત્યારે આવો તો સારું!' કહી અમારા પ્રત્યુત્તરની આશા રાખ્યા વિના એ ખોદવા લાગ્યા. હું દિગ્મૂઢ થઇને જોઇ રહ્યો. નાનાભાઇએ એકવાર કહેલું કે લોકો લાંબી લાંબી પ્રાર્થનાઓ કરે છે તે હવે મને નથી રૂચતું. પ્રાર્થનાએ રસાયણનું કામ કરવું જોઇએ. સવારે પાંચ–દસ મિનિટ પ્રાર્થના કરીએ એટલે ૨૪ કલાક સુધીના કામમાં એનો કોરો રહેવો જોઇએ. કેટલું બધું કામ કરવાનું પડયું છે!' બરાબર આ વૃદ્ધ દાડિયો પણ એ જ સૂરમાં કહેતો હતો કે: 'પછી કામ ઓછું થાય છે.' પણ કયાં વેદવિદ્ બ્રાહ્મણ નાનાભાઇ ને કયાં અભણ, વિશ્વનાં બળાબળોથી સાવ અપરિચિત મજૂર! ને આણે તો વળી પંદર દહાડા સુધી કોરો ચાલવો જોઇએ તેમ માન્યું! મેં જોઇ લીધું કે આ મેલાંઘેલાં લૂગડાંમાં તો એક સાધુજન વીંટળાયલો છે. મારા યજમાનને મેં કહ્યું કે: 'આમની તમે સંભાળ લેતા રહેજો.'

યજમાન કહે 'કોઇને સંભાળ લેવા દે તો કે? તાવ આવે તો કોઇને કહે નહિ. કોઇનું લાવેલું ખાય નહિ. એકવાર ત્રણ દિવસ તાવમાં ભૂખ્યા પડયા રહ્યા ત્યારે માંડ મેં થોડું ઘેરથી લાવીને ખવરાવ્યું. મને કહે: 'આવતે ભવ પાછું દેવા આવવું પડે ને?'

મારા મોમાથી ઉદ્ગાર નીકળી ગયા' ' ઓ...તારી!'

યજમાન કહે ' પહેના હું ખેડ નહોતો કરતો, છેલમટાકુની જેમ ફર્યા કરતો, એ તમે જાણો છો. એકવાર એમને દાડીએ આવવાનુ કહેવા ગયો. વાડીએ એક લાકડું ફાડવાનું હતુ .એમની પછવાડે જોવું ન પડે એટલે સૌ એમને દાડીએ લઇ જવા ખેંચતાણ કરે. મેં કહ્યુ ' કાલ મારે ત્યા દાડીએ આવશો?'

'ના.'

મેં કહ્યુ 'પરમ દિવસે?'

તોય ડોકું ધુણાવ્યુ. મે કીધું' ' કાઇ વધારે દાડી જોઇએ છે? લોભ લાગ્યો છે?'

'તું જ એ લાકડું ફાડવા જા ને! તમારે સૌએ હોટલમા ચા પીવી ને પત્તા રમવાં છે! હું તો તમારી વાડીએ આવવાનો નથી.' હું તો મનમા ઘા જ ખાઇ ગયો

મુગ્ધભાવે હું તાપમા કામ કરતા એ વૃદ્ધ તરફ જોઇ રહ્યો સૂર્યના કિરણો એની ધોળી દાઢી ને કાળા ચમકતા કપાળ પર પડતા હતા—જાણે કિરણાવલિ રમતી હતી

નાહતા નાહતા યજમાન કહે' ' એમને નાનું એવુ ખેતર છે, બાટું થાય. એકવાર હું બાટું ખરીદવા ગયો. એટલે કહે ' કોઇ ને નથી આપવાનું, ઓલી બામણ્યને આપી દીધું છે.'

'પણ હું વધારે પૈસા આપુ.'

'ના, તારે તો ખેતર છે. ઇ બામણ્યને ખેતર થોડુ જ છે? એની ગાયને કયાથી ખવરાવે? તને નહિ દઉ.'

મે કહ્યુ 'આફરીન! તમને ખેતર મળ્યું છે, તમારે તમારા ઢોર જેટલી કડબ કરવી—અથવા વધારે ઢોર ન રાખવા-સીધું જ અર્થ-શાસ્ત્ર! કાઇ વાકચોક, અટપટા કે ભુલભુલામણી નહિ! સ્વ ચયનકાઇ

વૈષ્ણવે એક જગ્યાએ રૂપિયાની આર્થિક ને નૈતિક કિંમત પર રસિકનની દૃષ્ટિએ સુંદર છણાવટ કરી છે. આપ–લે કે ઉત્પાદનના વ્યવહારમાં કેવળ નાણું જ છેવટનો ગજ ન ગણાય. એ આપ–લે કે ઉત્પાદનના વ્યવહારને પરિણામે સૃષ્ટિમાં કેટલા સુખ ને દુઃખ વધે છે તે પહેલાં તપાસવું જોઇએ. બાપુએ ખાદી મોંઘી છતાં સોંઘી આ કારણે જ કહેલી, ને આખરે મિલનુ કાપડ જ આજની વ્યવસ્થામાં મોંઘું પડે છે એમ કહેલું, કારણ કે મિલ–ઉદ્યોગને પરિણામે બેકાર પડનારા મજૂરોની બેકારીનું દુઃખ–અસંતોષ, એમની શુભ શક્તિઓનું રૂંધન, એમને રાજ્ય તરફથી અપાનારી 'ડોલ' (બેકારી–મદદ) આ બધાની કિંમત રૂપિયા, આના, પાઇમાં મિલના કાપડ પર ચડાવવી જોઇએ. આ વૃદ્ધ ભજનિક પણ કડબની નાણાંકીય આપ–લે કરતી વખતે એની નૈતિક બાજુ તપાસી કે જો હું આ કડબ આ મોટા ખેડૂતને આપીશ ને તેમ સૌ આપે તો જેમને જમીન નથી તેમણે છેવટે આ મોટા ખેડૂત પાસે લેવા જવું પડે, ને પરિણામે એના લાચાર દશા ઊભી થાય; દાડિયે જવું, દિન દહાડે કામ કરવું, પણ જે પોતે આળસુ રહી ગપ્પાં કૂટ્યા કરે તેની દાડીએ ન જવાય એ તો એની આળસને ઉત્તેજન આપ્યા જેવું થાય: આફરીન, સોવાર આફરીન !

પણ મારા મનમાં વારેવારે એક જ વિચાર આવ્યા કર્યો કે આવો સૂક્ષ્મ વિવેક એને મળ્યો ક્યાંથી? અમારા જેવાને જે ખૂબ અભ્યાસ, અવલોકન, રખડપાટથી જેવું–તેવું દેખાયું છે તે આને સ્વયંસિદ્ધ સત્યની જેમ કેમ સૂઝ્યું હશે? મેં યજમાનને પૂછ્યું. એ કહે: 'એના કાકા આ બાજુના ભક્ત હતા. એ પણ રાત્રે અહીંથી બે ગાઉ દૂર હનુમાનને મંદિરે જતા ને સવારે કામે ચડતા. એમના આખા કુટુંબમાં કોઇ હજુ તો ચોરી કરતું નથી.'

એટલે અહૈતુકી ભક્તિએ એને આ દૈવા–દોલત આપી છે એમ

ગણવું રહ્યું. ગીતામાં ભગવાને કહ્યું છે કે: 'તને જરૂર પડતો બુદ્ધિયોગ હું આપીશ.' તે શું આનું નામ?

પણ આ જાતના નમૂનાઓ હવે અપવાદરૂપ થતા જાય છે. કારણ કે આવા નમૂનાઓ સમાજની દસ ટકા જેટલી સંખ્યામાં હોત તો આજની સ્થિતિ આવી ન હોત. થોડા દહાડા પહેલાં જ મને એની સાક્ષી આપતો અનુભવ થયો.

એકવાર સાંજે અમારા ગામના પટેલ કહે: 'આજ એક રોનક થઇ ..પટેલને તમે ઓળખો છો?'

મેં કહ્યું: 'હા.'

'બપોરે ઘેર આવીને વહુ સાથે બાઝ્યો ને ભૂખ્યો ભૂખ્યો માટી પાછો ચાલ્યો ગયો. શું કામ કે, સાથીઓ માટે ભાતમાં ક્રૂ-કીક ગોળ મોકલ્યો હતો. કહે કે મારું આખું ઘર ખવરાવી દેવું છે? રળ્યું છે–ને કેડના અકોડા તોડી નાખું છું તે ઇ સાથીઓ સારુ નહિ. સાથીઓને એવાં લાડ શું વળી?'

મેં કહ્યું: 'જરાક મોટું મન રાખવું જોઇએ.'

પટેલ કહે: 'પણ દુનિયા સાવ ટૂંકા મનની થઈ ગઇ એટલે ધરતીમાથી રસકસ ઊડી ગયા છે. મારી જ વાત કરું: મારી જુવાનીમા અમારા ઘરની સ્થિતિ ગોળી. હું આપણા ખોડા પટેલના બાબાને ત્યાં સાથી રહેલો. દસ વરસ એમાં કામ કર્યું, એકવાર કૂવો ગાળ-તા'તા. બપોરે ભાત આવ્યું. અમે–પટેલ સૌ ખાવા બેઠા. છોડી પટેલને કહે: 'આના તમારા સારુ આ ભતાણું છે.' પટેલ બાબાએ ભતાણું છોડયું. એમાં હતા બાજરાના રોટલા ને અમારા સારું હતા જારના. ભતાણું એમ ને એમ મૂકીને ઘરભણી હાલી નીકળ્યા. જઇને ઘેર કહે: 'મને શું ધિંગો કરી દેવાનું ધાર્યું છે? કૂવો ગાળે છે એટલા તારા ડોસા! એને ધિંગા કરશું તો એ પાદડે થાશું. ફરી કોઇ દી આવો વેરો–વંચો કર્યો છે તો ખેર નહિ રહે તારી–હું શું

ને તું છે!' આ જેવું બન્યું છે તેવું કહું છું. આમ રાખે પછી કામ કરવામાં પાંછું વાળીને શા મારુ જોઇએ? કામ કરીને બાવડાં તોડી નાખ્યાં...પણ એ જમાનો જ જુદો. આજ તો સાથીને છાશ મળે ને ઘરનાને દૂધ–પછી માથી રાત્રે પાડરા છોડી મૂકે ને ભેંસો ધવરાવી દે. પૂછે તો કહે: 'છૂટી ગ્યાં હશે, ખબર નથી.' આમ બરકત થાય કયાંથી?'

મેં કહ્યું: 'દૂધ વેચતા હશે.'

'હા, ભાવનગર હોટલુંમાં દૂધ જાય છે; પણ એમાંય દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં જાય!'

મેં કહ્યું: 'ગાંધીજી તો કહેતા કે પ્રમાણિક ને પ્રેમ ભર્યો વહેવાર એ ખોટનો ધંધો નથી. એ જ એક બરકતનો સાચો માર્ગ છે.'

પરેલ કહે: 'પણ નાણાંમાં લોકની નજર અંજાઇ ગઇ છે.'

મને યાદ આવ્યું:

સત્યનું મોં સોનાના વાસણ વડે ઢંકાઇ ગયું છે.

* * *

ગોંડલ તરફ થોડા જુવાન–ખેડૂત મિત્રો છે. ગાંધીજીની વિચારસરણીમાં ઠીક રંગાયેલા છે. પોતાની ખેતી કરતાં કરતાં એ દિશામાં કંઇક કંઇક કર્યા કરે છે. હરિજનોને કાંઇ કનડગત હોય, પિયાવામાં મેલ કે શેવાળ બાઝી ગયાં હોય, શેરીના ખૂણે ગંદકીનો ઢગ થયો હોય તો એ બધું દૂર કરવા અમાસ કે અગિયારસે નીકળી પડે. ગામના માણસો સાથે છે કે નહિ તેનો બહુ વિચાર ન કરે. સમજણ મર્યાદિત પણ પ્રમાણિકતા ને નિશ્ચયબળ સારાં. ઉનાળામાં નવરાશ હોય ત્યારે સૌ અમારી સંસ્થામાં આવે, અઠવાડિયું રહે ને જે કાંઇ નવાસો ઊભા થયા હોય તેની ચર્ચા કરે. મંડળ બધું એક ર 'ગીલું' છે. એમાં બે ત્રણ બુઢાઓ પણ છે. પરંતુ જ્ઞાનની ભૂખમાં બુઢાઓ

પણ કાંઇ જુવાનોથી ગાંજ્યા જાય તેવા નથી. અમારે ત્યાં રહે એ દરમિયાન પણ દિવસના પાંચ–છ કલાક સંસ્થાની વાડીમા કામ કરે, ગંજી ખડકે, મકાન ચણાવે કે હળ હાંકે, સાંજે નાહી ધોઇ મોડે સુધી ઊભા થયેલા સવાલો પર વાદ–પ્રતિવાદ કરતાં ગૂંચ ઉકેલવા મથે. ભારે રૂડું દૃશ્ય હોય છે, બુદ્ધિપૂર્વકનો શ્રમ ને તત્વજિજ્ઞાસા. ઇશોપનિષદ્‌ની ભાષામા કહું કે અવિદ્યા (લૌકિક વિદ્યા) ને વિદ્યાનો આવો સમન્વય આટલાં વર્ષોથી ગામડાંના ખેડૂતોમાં રહું છું પણ બીજે જોયો નથી.

પાંચ–સાત વરસ પહેલાં શરૂઆતમાં આવ્યા ત્યારે એમના રાજ્યમાં ચાલતી લાંચનું જીવ ઉકળાવનારૂં વર્ણન કરેલું. પડતર ભોમાથી સુંડયો ધૂળ લીધી હોય તો દંડ થાય, શેરીમાં પાણી ઢોળ્યું હોય તોય દંડ થાય. આવા કાનૂનવાળા રાજ્યમાં નોકરશાહી સર્વસત્તાધારી હોય તેમાં નવાઇ શું ? હાલતાં–ચાલતાં ક્યાં કાયદાની જાળમાં આવી જશું તે જાણતા નહિ હોવાથી ગામલોકોએ જ અમલદારોને રાજીખુશીથી દરેક બાબતમાં લાંચ ઠરાવી દીધેલી.

મેં કહ્યું: 'તમારામાંથી કોઇકે તો આ દરવાજો ભાંગવો જ જોઇએ. અલબત્ત, જે ભાંગવા જશે તેના તો ભાંગીને ભુક્કા જ થઇ જવાના.'

એક જણ કહે: 'આપણે બધા કાયદા પાળીએ પછી શું કરશે ? કાંઇક તો આપણેય મોળા છીએ.'

'મોળાની ક્યાં વાત છે ? પળાય જ નહિ એવા કાયદા હોય તેમાં બણીકા થઇનેય શું કરીએ ? આ ૬૦ ટકા અનાજ વાવવાની વાત સાચી રીતે પાળવા જઇએ તો પાકનો ફેરબદલો કેમ થાય ? ચાર પાંચ વર્ષે જમીન ટળી જાય.'

મેં કહ્યુ : 'એ વાત સાચી છે. પણ આ ભયંકર લાંચ–રૂશવત પર ક્યાંક તો હુમલો કરો !'

બે-પાંચ જણાએ લાંચ નહિ દેવાનું ઠરાવ્યું, એ પાંચ જણાએ કાયદાને ચીવટથી પાળવાનું પણ શરૂ કર્યું. બીજાની હિંમત હજુ નહોતી.

પણ લાંચ ન દેવાથી એમનું કામ મોડું થતું. કેટલાકને મકાન ચણાયું હોય આ સાલ ને રજા મળી બે વર્ષે. કેટલાક અમુક વખત સુધી વીંકમાં ન આવ્યા એટલે એક કૌભાડ ઊભું કર્યું.

થોડા મિત્રો એક દિવસે શંકરના મંદિરે કાંઈક ઉજાણી કરવા ગયા હશે. રસોઇ માટે પડખેનું ઝાખરું લાવના હતા તે કોઇક નોકરિયાતે જોયું. બસ, થયું. એના ઉપર કેસ કર્યો. એકવાર વરસાદ આવવા માંડ્યો, એક જણનું અનાજ ખળામાં પડ્યું હતું. તોલ કરવા અમલદારો આવ્યા નહોતા. અમલદારને અનાજ તોળી જવા કહ્યું, ન આવ્યા એટલે અનાજ લાવીને ઘરમાં એક બાજુ મૂક્યું. થયું. અનાજ બધું સીલ કર્યું ને જપ્ત કર્યું. આવી વિવિધ મુસીબતો છતાં એમાંનો મોટો ભાગ અડગ રહેલો.

બીજે કે ત્રીજે વર્ષે એકવાર સૌ આવ્યા ત્યારે મેં એમને કહ્યું:

'તમાકુનું વાવેતર કેટલું કરો છો?'

સહુએ કહ્યું: 'બે વર્ષથી થોડું કરીએ છીએ.'

મેં કહ્યું: 'આપણાથી એ કેમ થાય?'

એક ભાભાએ કહ્યું: 'ભાવ એવો ફાટી નીકળ્યો છે કે મન ઝાલી રાખવું મુશ્કેલ છે. મણના ૫૦-૬૦ બોલાય છે.'

'તો...ગાંજો પણ વાવશો ને?'

બધા મૂંગા રહ્યા.

'અફીણ પણ વાવશો?'

'ના, ના.'

'તમે ડાંગર વાવો છો?'

'હા.'

'યુરોપમા ડાંગર સેડવીને દારૂ બનાવાય છે. એમા ઘણી કમાણી થાય. એવું કરો ને?'

'એ.તે કેમ થાય?'

'એમ પણ શા-સારું? આ બધી મહેનત મૂકી દઇએ ને જુગારખાનું ચલાવીએ તો બેઠા બેઠા કમાણી થાય.'

'પણ અનીતિનો પૈસો ને?'

'હં, જેનાથી અનીતિ વધે તેવા પૈસા ન મેળવાય, ખરું ને? દાખલા તરીકે તમને ખબર પડે કે હમણા લડાઇમા રાઇનો ભાવ બહુ વધી ગયા છે, તેનું કારણ એમાથી એક જાતનો ઝેરી વાયુ કે બોમ્બ બને છે, તો તમે એ રાઇનું ઉત્પન્ન વધારવાના ખરા?'

'વિચાર કરવો પડે ખરો!'

બીજા ભાભા કહે 'ભાઇ, આમા તો સુઝ પડતી નથી.'

'એટલે જ ગાધીજીએ તો કહ્યું કે તમે તમારું પકવો, વધે તો આડોશીપાડોશી સાથે લેવડદેવડ કરી સમજો, પણ વધારે ભાવ લેવા માટે જો પકવશો તો આજની દુનિયામાંથી શોષણ જવાનું નથી અને છેવટે આપણે છોડેલું બાણ આપણી છાતીમાં વાગવાનું છે. તમારા છોકરાને કોઇ સિગારેટ કે અફીણનું વ્યસન વળગાડે તો ગમે?'

*

આ વાત કર્યાને ત્રણ–ચાર વર્ષ થઇ ગયા.

એમાંના ઘણા ખરા તમાકુ વાવતા નહોતા. હમણાં થોડા વખત પહેલાં એમને ગામ ગયેલો ત્યારે એક જણે કહ્યુ:

'તમાકુ વાવતા નથી, પણ એ શીંગા માડ મળે છે. મકાનમા કાઇ સમું-કરાવવું હોય તો બચતું નથી.'

બીજા ભાઇ કહેઃ 'પણ ઇ કરતાય ઘરવાળીયું બહુ રાડયુ દે છે'

'કેમ?'

'કેમ શું? એમને ઘરેણાં ઘડાવાતાં નથી!'

'એટલે?'

'એટલે એમ કે અત્યારે સારા ભાવ તમાકુના ને શિંગના છે. મલક આખો ૭૦-૮૦ ટકા શિંગ વાવે. અમારે ૫૦-૬૦ ટકા અનાજ વાવવું જ જોઇએ, તમાકુ તો વાવવાની હોય જ નહિ.

'સરકાર વધારે શિંગ વાવવાવાળાને કાંઇ નહિ કરતી હોય?'

'સરકાર શું કરે? જોવા કોણ આવે? તલાટી ને? તલાટીને પેટ નથી? ખોટેખોટાં પત્રકો ભરી મોકલે. બધાય હજારો રૂપિયા શિંગ-તમાકુમાં રળે, ઘરેણાં ઘડાવે, હીંચકા બંધાવે, મકાનો લે ને અમારે ત્યાં તો એના એ રામ હોય એટલે ભાણાં ખખડે કો'કવાર.!

'વળી એ બાઇઓનું એમ કહેવું છે કે શિંગ કાયદેસર વધારે ન વવાય, પણ તમાકું પર ક્યાં બંધી છે? બધા પાંચ-દસ વીઘાની કરે છે. આપણે એક-બે વીઘા તો કરો.' બીજો જણ બોલ્યો.

'અરે, મારા બાપા તો કહે કે તું સીધો મોક્ષ મેળવવાનો લાગે છે. આમ ને આમ ભૂખે મરી જઇશ.' એક જુવાન બોલી ઊઠ્યો.

અને બધા હસી પડ્યા, પણ મને હસવું ન આવ્યું. મોક્ષ મેળવવા ઇચ્છનારો-એટલે અહીં પ્રમાણિક માણસ-ભૂખે શા સારુ મરવો જોઇએ? જે સમાજમાં પ્રમાણિક ભૂખે મરે તે સમાજને કે રાજ્યને સારા શા સારુ કહેવાં? વ્યાસે કહ્યું છે કેઃ

धर्मादर्थश्च कामश्च
स किमर्थं न सेव्यते

'ધર્મ વડે જરૂરી અર્થ ને કામ મળે છે, તો ધર્મ કેમ સેવતા નથી?' આજ તો એથી ઊંધું છે તે કેમ ચાલે?

હું આ વિચારે ચડ્યો હતો ત્યાં એક વૃદ્ધ કહેઃ 'પણ સરકારને અનાજ વધારે વવરાવવું હોય ને શિંગ-તમાકુ ઘટાડવાં હોય તો

શિંગ-તમાકુ ઉત્પન્ન કરવાવાળા પર કર કેમ નાખતી નથી ?'

મેં કહ્યું: 'સાચી વાત, ને એમની પાસેથી લીધેલા પૈસા તમારી ખોટ પૂરવા નાખવા જોઇએ.'

'તો તો સૌ તમાકુ વાવતું બંધ થાય ને મલકમાંથી એક પાપ ઓછું થાય.'

મને થાય છે કે આવા પ્રસંગે રાજ્યનું કર્તવ્ય શું છે? રાજ્ય એની વસ્તીમાંથી કયા પ્રકારના માણસોનું સંવર્ધન કરવા માગે છે? કે એને ગોળ ને ખોળ સૌ સરખાં છે? જરૂરી વસ્તુઓનું ઉત્પન્ન કરવાવાળા ખોટમાં જાય ને બિનજરૂરી-એશઆરામની ચીજો ઉત્પન્ન કરવામાં સમય ને શક્તિનો ગેરઉપયોગ કરવાવાળા વધારે રળે તેવું ચાલવા દેવું તે યોગ્ય છે? આપણે ત્યાં તો રાજ્યનો હેતુ ધર્મની અભિવૃદ્ધિની આડે આવતાં વિઘ્નો દૂર કરવાનો મનાયો છે.

अथ धर्मार्थफलाय राज्याय नमः

એક જૈનમુનિએ રાજ્યપ્રકરણના ગ્રંથમાં લખેલ આ સૂત્ર છે. એનો અર્થ 'ધર્મયુક્ત અર્થને મેળવવા માટે રાજને અમે પૂજીએ છીએ.' ધર્મપૂર્વક પ્રાપ્ત થતા અર્થને જ રક્ષણ આપવું તે રાજ્યનું કર્તવ્ય છે.

ગાંધીજી પણ સત્ય ને નીતિને કેંદ્રમાં રાખીને આખી સમાજરચના ગોઠવવા ઇચ્છતા હતા. આવી સમાજરચના ગોઠવવામાં જૂનું રાજ્યતંત્ર આડે આવતું હતું એથી એની સાથે ઝઘડો હતો. એમણે રાજ્યતંત્ર વિષે કહ્યું છે કે:

'સાચી વાત એ છે કે જ્યારે મેં જોયું કે અમુક અંશે મારું સમાજ-સેવાનું કાર્ય પણ રાજકારણની મદદ સિવાય શક્ય નથી ત્યારે હું રાજકારણમાં પડ્યો. અને મારા સામાજિક કાર્યને મદદરૂપ થાય તેટલા પૂરતો જ તેમાં હું રહું છું.'

એમની કલ્પનાના અર્થશાસ્ત્ર વિષે પણ એમણે સાફ કલ્પના રજૂ કરી છે. તેમણે સ્પષ્ટ કહ્યું કે :

'સાચું અર્થકારણ ઉચ્ચ કોટિના નીતિધર્મ સાથે કદી ઝઘડતું નથી. જેમ સાચા નીતિશાસ્ત્રે પણ જો એ નામધારી જ ન હોય તો શુદ્ધ અર્થશાસ્ત્રનું રૂપ લેવું જ રહ્યું. જે અર્થકારણ ધનની પૂજા ગળથૂથીમાં પાય છે અને નબળાને ભોગે સબળાને ધન ભેગું કરવાની સગવડ કરી આપે છે તે ખોટું ને ગોઝારું શાસ્ત્ર છે.'

દીવા જેવું ચોખ્ખુ નથી કે જે .રાજતંત્ર ગાંધીજીને અનુસરવા માગતું હોય તેણે અનીતિથી પૈસો ભેગો કરનારા ફાલે-ફૂલે ને નીતિથી વ્યવહાર ચલાવનારા મૂંઝવણમાં મુકાય તેવા તંત્રને બદલવું જોઇએ ?

આવા નીતિપ્રધાન ખેડૂતોને આજે આપણે કાંઇ સન્માન કે રક્ષણ ન આપી શકીએ ? કે એમણે પણ જૂઠાણું, હૃદયહીનતા ને સુવર્ણ-લોભના પ્રવાહમાં આખરે તણાવું ?

માંડલિકના રાજ્યમાં નરસિંહની ઠેકડી થાય તે સમજાય તેવું છે, પણ શિવાજીના રાજ્યમાં તો રામદાસ ને તેના અનુયાયીઓ જ સન્માન પામે છે. આપણે સમાજને બદલવો હોય તો સન્માનનુ ધોરણ પણ બદલવું જોઇએ. બહુ પૈસો હોય તે આગળ ખુરસી લેવાની લાયકી નહિ પણ નાલાયકી લેખાવી જોઇએ.

આ મંથન હમણાં જ એક ગામમાં ગયો ત્યારે વિશેષ તીવ્રપણે અનુભવ્યું. જન્માષ્ટમી પર ગયો હતો. સૌ ગાયો ચરાવવાવાળા ગોવર્ધનધારી શ્રીકૃષ્ણનો મહિમા સાંભળી આનંદિત થયા. મેં પૂછ્યું : 'આ ગામમાં ચોખ્ખું ઘી જોઇતું હોય તો કેટલાને ત્યાંથી મળે ?'

પહેલા તો દસ-વીસની સંખ્યા અપાઇ, પણ ચર્ચા થતાં એ સંખ્યા ત્રણ પર આવીને ઊભી રહી. वेजिटेबल घीनी बंधी हती त्या सुधी तो त्रण-चार जणा ज मिश्रण करता, हवे त्रण-चार जण ज मिश्रण नथी करता. પ્રજાનું ચારિત્ર્ય-ઘડતરમાં શિક્ષક ને શિક્ષણક્રમ

ઉપરાંત આજુબાજુનું વાતારણ પણ ફાળો આપે છે. આ ઘડતર થતાં વાર લાગે ત્યા સુધી ઘેરઘેર અનીતિનો ચેપ લગાડનાર આવી સ્થૂલ લાલચ રાજ્યે કાયદા ને શાસનની મદદથી અટકાવવી જોઇએ, એને ચાલવા દઇએ તો શિક્ષણ માટેનું વાતાવરણ પણ બગડે. રાજ્ય નીતિને જન્મ નથી આપી શકતું, તે તો ચારિત્ર્યઘડતરના સાધનો દ્વારા શિક્ષકો, સેવકો, સાધુઓ કરશે. પણ દરમિયાનમા સ્થૂળ અનીતિનો ફેલાવો થતાં તો જરૂર રોકી શકે છે. નીતિમય વ્યવહારની આડે આવનાર તત્ત્વોનું દમન કરી ઉખેડી તો શકે છે. જે ભાવનગર રાજ્યમાં શક્ય હતું તે આપણી પ્રજાકીય સરકાર શા સારુ ન કરે? આમ નહિ કરે તો જે ત્રણ જણા નીતિપૂર્વક ઘી વેચે છે તેમણે કાં તો સૌની સાથે અનીતિમા મળી જવું પડશે ને કાં તો ઢોર કાઢી નાખવાં પડશે, કારણ કે બજારમાં એમના ઘીનો ભાવ પેલા મિશ્રણ કરેલ ઘી જેટલો જ આવે છે, છતાં આપણે પશુપાલનની, ગોસંવર્ધનની ને કૃષ્ણ મહિમાની વાતો ચલાવ્યા કરીએ છીએ!

ને આ કરતાય ચિંતાજનક વાત તો બીજી છે. રાજ્ય શું એમ ધારતું હશે કે આ ઘીમા મિશ્રણ કરવાની અનીતિ માત્ર તે ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત રહેવાની છે? તે તો લોટમાં, દૂધમાં, દવામાં હળદર ને ધાણા–જીરુમા પણ ફેલાય છે. અમે ધાણાનું તેલ ખાવાનું બંધ કર્યું છે, કારણ કે એમા બ્હાઇટ ઓઇલ ભેળવવામાં આવે છે. પહેલા આટલા મોટા પ્રમાણમાં આ બાજુ ભેળવવામા આવતું નહોતું. પણ કદાચ આ પહેલાં પણ આ અનીતિ ચાલતી હોય તોપણ આપણા લોકરાજ્યમાં લોકોના અર્થજીવન તથા નીતિજીવનને મૂળમાંથી ગંધાવી નાખનારી આ અનીતિની સામે જેટલાં કડક પગલાં લેવાય તે ઓછા જ છે એમ સમજવું જોઇએ.

આવા પ્રાણપ્રશ્ન પ્રત્યે આપણા પ્રુગવાહકોનું ધ્યાન ખેંચાતું નહિ હોય? કે પછી આ ધનલોલુપ ને ગોઝારા અર્થશાસ્ત્રના ઓઠા-યામાથી રાજ્ય હજુ નીકળી શકે એમ જ નથી?

## અભણ ભણેલા ને ભણેલા અભણ

થોડા દિવસ પહેલા બે હરિજન જુવાનો મળવા આવેલા તેમને હુ એક વર્ષથી ઓળખુ છુ સંસ્થામા કામ પ્રસંગે એમને જ બોલાવીએ સંસ્થાની રાત્રિશાળામાં તે બને ભણેલા તે દિવસે આવીને કહે "સરકારી કચેરીમા ત્રણચાર પટાવાળાની જગ્યા ખાલી પડી છે તમે ભલામણ કરો તો અમે જઇએ વરસાદનુ કાંઇ ઠેકાણુ નથી એટલે ક્યાક નોકરીએ વળગી જઇએ એમ થાય છે"

મે એમને ભલામણ લખી આપી બીજે દિવસે બેમાથી એક જણ–ધૂળો–આવીને કહે "ત્યા એક જગ્યા હતી તે દુલાને ગખ્યો. મને વળી એક બીજી જગ્યા હોય તો ભલામણ કરજો" મે કહ્યુ "સારુ"

બેત્રણ દિવસ પછી દુલો મળવા આવેલો મે પૂછ્યુ · "ત્યા ફાવે છે?"

"તમારા પ્રતાપે મને નિરાત છે તે દિ' ધૂળાએ જ વનણુ સારુ લીધુ એટલે મારુ નક્કી પણ થયુ"

મે કહ્યુ "શુ?"

"અમે ગયા એટલે સાહેબ તમારી ચિઠ્ઠી વાચીને કહે 'અહી તો એક જગ્યા છે તમે બેમાથી એક જણને રાખી શકુ એમ છુ તમે જ નક્કી કરો, કોને રાખુ? અમે બેય મૂગા થઇ ગયા કોણ ના પાડે? ત્યા ધૂળો કહે 'સાહેબ, આ દુલાના ઘરમા ઝાઝા જણ છે, ને રળનાર ઇ એક છે, મારા ઘરમા અમો બે ભાઇ રળનાર છીએ તમે દુલાને રાખો, મારો વારો વળી પછી, જગ્યા થાય ત્યારે રાખજો સાહેબે મને રાખી લીધો આમ હુ તો તમારા પ્રતાપે કાળે વળગી ગયો '

મેં આનંદ ને આશ્ચર્યથી કહ્યું : "પ્રતાપ તો ધૂળાના."

ફુનો તો ગયો પણ મારા મનમાં થયા કર્યું કે આનું નામ ધૂળો જોઇએ કે હીરો? ધૂળમા ઊછરતી, ધૂળમા રગદોળાતી ને ધૂળિયો ધધો કરતી આ કોમના જીવનમા આ સંસ્કારિતાનું સાચું ભણતર કોણે આપ્યું? એક દિ' રોજી મળે, વળી બે દિ'ન મળે, મળે તે પણ ખરા તડકામા ખાળિયા ખોદવાની કે ભીંતડા ચણવાની. તેણે ટાઢા છાયાની ખાતરીબંધ પગારવાળી નોકરી પોતાના એક જાન ભાઇ માટે કઇ સંસ્કારિતાને જોરે જતી કરી?

ગામડાંમા વર્ષોથી રહું છું; આવો કિસ્સો કાઇ પહેલો જ નથી જોયો. શરદચદ્રની નવલકથાઓનાં પાત્રોનું સ્મરણ કરાવે તેવા કિસ્સા આ અભણ સમાજમા ઘણી વાર નિહાળ્યા છે. શોધવું એ જોઇએ કે કઇ સંસ્કારપ્રક્રિયાની આ પેદાશ છે? હમણા જ એક કિસ્સો સાંભળ્યો. નામ તો સાચા ન વાપરી શકાય. રામજીભાઇ કરીને એક ખેડૂત. તેને રતનલાલ કરીને એક શિક્ષક જોડે ભાઇબંધી થઇ એ દિવસોમાં ખેતીની પેદાશના ભાવો ઊંચા હતા ને નોકરિયાતોના પગારોનું પ્રમાણ ઊંચું નહોતું થતું. શિક્ષકને આ ખેડૂતની ભાઇબંધીથી ખેતી કરવાનું મન થયું. નોકરી મૂકી સહિયારી ખેતી આ રામજીભાઇના ખેતર પર તેણે શરૂ કરી; નાનું એંજિન લાવ્યા, કૂવો ઊંડો ઉતરાવ્યો, કેળા પપૈયાં વાવ્યા, આ માટે સરકાર પાસેથી ત્રણચાર હજારની તગાવી લીધી; પણ બનવાકાળ તે એવું બન્યું કે એ વર્ષે દુષ્કાળ પડ્યો, ધાર્યું અનાજ પાક્યું નહીં. રતનલાલ તો વરસ દોઢ વરસે થાકી ગયા ને નોકરીએ વળગ્યા. સદ્‌ભાગ્યે નોકરી પણ ઠીક મળી ગઇ. અહીં રામજીભાઇ પર સરકારે તગાવીના હપ્તા માટે ભીંસ કરવા માડી. સરકારે તગાવી તો એમની જમીન પર ધીરી હતી. રામજીભાઇએ રતનલાલને આ ખોટમાથી એના ભાગે આવતા ખર્ચના પૈસાનો વેત કરવા લખ્યું પણ કંઇ જવાબ મળ્યો નહિ; બીજો કાગળ લખ્યો,

જવાબ નહીં. ત્રીજો કાગળ લખ્યો, જવાબ જ નહીં. અહીં તો સરકારી ભીંસ વધી. જમીન ખાલસા થવાની વેળા આવી. રામજીભાઇ રતનલાલની પાસે ગયા. રતનલાલ ઠીક નોકરીએ હતા; પણ જવાબ મળ્યો, "ભાઇ, મારાં છોકરાંનેય ક્યાં દૂધ પૂરું મળે છે કે તમને આપી શકું ?"

રામજીભાઇને બહુ માઠું લાગ્યું. એમની પાસે પૂરી ૨૦ વીઘા જમીન નહોતી ને એમનાં છોકરાંય દૂધ ભાળતાં નહોતાં; પણ કડવો ઘૂંટડો ઉતારી કહે, "ભલે ભાઇ, તમારાં છોકરાં ઇ મારા જ કે'વાય; એનાં ભાણાંમાંથી મારે દૂધ નથી ઝૂંટવવું"

આવીને રામજીભાઇએ સરકાર પાસે રાહત માગી, હપ્તા થોડાક પાછા ઠેલાવ્યા ને તેઓ ખેતીએ લાગી ગયા. ખેતી ટૂંકી હતી એટલે નવરાશે દૂધ લઇને શહેરમાં પોગાડયું, કોઇનું મકાન બાંધવામાં મુકાદમી કરી, કોઇને માલ-સામાન લાવી દીધો, આમ કાંઇક પરચુરણ કામો કરતાં કરતાં, ઘરનો વહેવાર ચલાવતાં ચલાવતાં રામજીભાઇ સરકારી દેણું ભર્યે ગયા. હમણાં મળ્યા ત્યારે કહેઃ "હવે પાંચસો સાતસો રૂપિયા બાકી છે, આ મોસમે ભરાઇ જશે." મેં કહ્યું, "રતનલાલે ભારે કરી તમારા પર."

"એનોય શો વાંક ? એનેય ખરચાનો પાર નો હોય. ટીંગાણું ઉપર જોર શું ?"

આનાં સમજ ને મમતા કેટલા ભણેલા યુવકોમાં મળે ? રતનલાલને રામજીભાઇએ ભાઇની જેમ જ રાખેલા. ઓળા, પોંક, ગોળ, દૂધ જે રામજીભાઇને ત્યાં હોય તે રતનલાલને ત્યાં પહોંચ્યું જ હોય ને છેવટે તેમણે પોતાની જમીન પર પોતાના નામે તગાવી લઇને રતનલાલને ખેતી પણ કરાવી. છતાં બધું દેણું ભરવાની, જમીન ખાલસા થવાની ઘડી આવી ત્યારે રતનલાલ ફરકયા નહીં. તોય આ માણસ કહે છેઃ "ટીંગાણું પર જોર શું ? એને ય સો ખરચા હોય ને ?"

કોઇનું અધવારું, કોઇનો ટેલટપ્પો, કોઇની મુકાદમી કરીને તેઓ દેણું ભર્યે જાય છે, પણ રતનલાલનાં છોકરાંનાં ભાણાંમાંથી દૂધ લેવાનું તેઓ મન કરતા નથી.

મને થયું કે જ્યારે દેણું તે ભરી રહે ત્યારે ગામ તરફથી એને અભિનંદન આપવા જોઇએ. રસ્કિન મોટો કલાવિદ્ ને, મોટો અર્થશાસ્ત્રી ને સમાજમર્મજ્ઞ હતો, તેણે યંત્ર-ઔદ્યોગિક સંસ્કૃતિમાં ધનોત્પાદનની-ભોગવૃદ્ધિની લાલસાને સંસ્કારિતાની પારાશીશી માનનાર વિદ્વાનોને ચેતવણી આપી હતી કે "દેશની સમૃદ્ધિનું માપ તે દેશમા કેટલું સોનું, રૂપું ને યાંત્રિક કુશળતા છે તે નથી, પણ તે દેશમા કેટલા પ્રમાણિક, મહેનતુ ને નિશ્ઠાવાન નાગરિકો છે, તે છે." દેશના અભણ વર્ગમાં પ્રમાણિક, નિષ્ઠાવાન ને સમજુ નાગરિકો જોવા મળે છે ત્યારે 'રાંકને રતન' મળ્યા જેવો આનંદ થાય છે.

સાથોસાથ જ્યારે રેલ્વે મુસાફરીમાં, ભણેલા જુવાનો કે આધેડોને ફિલ્મોનાં છાપાં વાંચતા, નટીઓના ફોટાઓ ને જીવનની ચર્ચા કરતા જોઇએ છીએ ત્યારે દુ:ખ થાય છે. પ્રશ્ન જરૂર થાય કે આપણું ભણતર ખરેખર ભણનારને કેળવે છે ખરું ? ને જો ભણતર કેળવણી ન આપે ને તે સિવાયની બીજી સો મામૂલી ચીજો ભલે આપે તો પણ તેને ભણતરનું નામ આપવું લાજિમ છે ખરું ?

સંસ્કારિતાની એક સરલ કસોટી નવરાશનો ઉપયોગ માણસ શો કરે છે તે ગણાય છે. આપણી રેલવેઓમા ખપતા માસિકો, સાપ્તાહિકો આપણું ભણતર, સંસ્કારિતા સિવાય બીજું બધું આપે છે એટલું જ પોકારી પોકારીને કહે છે.

આપણે માટે એ સમય ભરાઇ ચૂક્યો છે કે સ્વતંત્રતાના આ પ્રથમ કદમમા જ આપણે ભણતર ને કેળવણી વચ્ચેનો ભેદ સમજી લઇએ ને ભણતર ભણનારને કેળવે તે માટેની યોજના નવેસરથી વિચારીએ.

## તીરથજોગ

સેવાભગિની શ્રી. પુષ્પાબેન મહેતાએ કહેલી આ વાત છે યાદદાસ્ત તાજી કરીને તેમના જ શબ્દોમાં મૂકું છું.

'દુષ્કાળના કામ અંગે જામનગર તરફનાં ગામડાંઓમાં ફરતી હતી. વેરાન પ્રદેશમાંથી મોટર જતી હતી. આજુબાજુ વાડીઓ કે ઝાડવાં દૂર દૂર સુધી નજરે ચડતાં નહોતાં. એક વૃદ્ધ માણસે અમારી મોટર થંભાવવા હાથ લાંબો કર્યો. મોટર અટકાવી એટલે કહે:

'આણીકોરથી તમે નીકળવાનાં છો એમ સાંભળ્યું એટલે સવારનો ઊભો છું.'

વૃદ્ધનો ચહેરો આજુબાજુના નિર્જન પ્રદેશની છબી સમો હતો, પણ બોલવામાં ખૂબ ભાવ હતો.

મેં કહ્યું: 'કહો, શું કહેવું છે?'

'આંહીથી થોડેક દૂર આવો એટલી જ મારી અરજ છે.'

'ત્યાં શું કામ છે? દુષ્કાળમાં કાંઈ રાહત જોતી હોય તો અહીં જ કહેશો તોય ચાલશે.'

'ના, મારે તો એક વાવ બતાવવાની છે.'

'વાવ ઊંડી લેવરાવવી છે?'

'ના, ના. તમે આવીને જુઓ એટલે મારે બધું આવી ગયું.'

'બાપા, અત્યારે તો અમારે ઉતાવળનું કામ છે. વળતી વખતે આવવાનું રાખીએ.' મારી સાથેના એક ભાઈએ કહ્યું.

'તો તો બાપ આવી રિયાં. ઘણાય કે'તાં જાય છે, પણ આવતાં નથી.'

વૃદ્ધ એવી રીતે બોલ્યો કે જાણે એની સાત માળની હવેલી ભાંગી પડી હોય-મને થયું કે જઈ આવીએ.

કહ્યું: 'ચાલો!'

પાંચ-ખેતરવા દૂર વાવ હતી. ત્રીસેક હાથ ઊંડી હશે—આ બાજુ પાણી ઊંડાં હોય છે. પગથિયાં પણ કોરી કઢયાં હતાં.

વૃદ્ધ તો બહુ વર્ષે જન્મેલ બાળકને જોયા કરે તેમ વાવને ફરી ફરીને બતાવતો હતો.

મેં કહ્યુ: 'આ વાવમાં કેટલુંક ખર્ચ થયું?'

'ખરચ કાંઇ નથી થયું.'

'કેમ? ગામના લોકે મદદ આપી છે?'

'ના, વાવ મેં બાંધી છે. એકલા પંડે, આ હાથે બાંધી છે.' હાથ લાંબો કરીને એ બોલ્યો.

'શું કહો છો? એકલા પંડે?' મારી નવાઈનો પાર ન રહ્યો.

'હા, એકલા પંડે. આણીકોર વટેમાર્ગુને પાણીનો બહુ ત્રાસ હતો. મને થયું કે પાણીનો આશરો થાય તો ઘણા જીવને વિસામો મળે. પિયાવો થાય, બે ઝાડ થાય તો પંખીડાં આવે. પણ આપણે તો ગરીબ માણસ—આપણે વાવ ક્યાંથી બંધાવીએ? એટલે થયું કે આયાં પડખે જ મારું ખેતર છે ત્યાં તો રોજ આવું છું. ત્યારે બે કલાક આંયાં આવું ને આ જગ્યાએ ખોદવા માંડું. આમ કરતાં કરતાં પાણી નીકળ્યું. પછી તો બે માણસની મદદ પણ મળી. પણ આ પગથિયાં ને આ બધુંય હાથે કોરેલું હો!'

મેં દિંગ થઇ પૂછ્યું: 'બાબા, કેટલો વખત લાગેલો આ પૂરું કરતાં?'

'પાંચ-છ વરસ લાગ્યાં હશે! પણ રોજ બરાબર બે કલાક જ કામ કરું ને?'

મારા હૃદયમાં શું શું થતું હતું. આપણે જેને અજ્ઞાન, પછાત ને અબુધ કહીએ છીએ તેવા લોકોમાના એકે પાંચ પાંચ વર્ષ સુધી

પોતાની રોજની મજૂરીમાંથી બે કલાક બચાવી પંખીડાં, પશુ ને માણસો માટે કેવો ભાવપૂર્વક, કેવો એકધારો શ્રમ કર્યો હતો!

મેં નમ્રતાથી કહ્યું: 'બાબા, તમે તો પગે લાગવા જેગ છો. હું અહીં ન આવી હોત તો એક તીરથ જોયા વિના રહી જાત.'

# (૧૮)

# આપણો રાજરોગ

દેશની સ્વતંત્રતાની વ્યાખ્યા નક્કી કરવાનું આ લોકશાહીના જમાનામાં મુશ્કેલ નથી. સ્વતંત્રતા એટલે આપણા દેશનું ભાવિ સુધારવા કે બગાડવાની આપણી સ્વતંત્રતા. આમાં આપણી એટલે દેશના અજ્ઞ કે સુજ્ઞ સૌ લોકોની; આજે જેવી છે તેવી માત્ર ઉજ્જળિયાતોની સ્વતંત્રતા નહિ. દેશના અસંખ્ય લોકજનસમુદાયને આ સ્વતંત્રતાનો ઉપયોગ કરતો કેમ કરવો તે આપણી સામેનો કોયડો છે. દશ કે વીશ વીસુનો હિસાબ માંડ કરી જાણનાર, પોતાના તાલુકાની હદ ભાગ્યે જ વટાવી હોય તેવો આ સામાન્યજન આપણી લોકસભાના સભ્યોની સંખ્યાના આંકડા કે ધારાસભ્યોની પટાબાજી જેવી દલીલોમાં કાંઇ સમજતો નથી એમ કહીએ તો એમાં કશું અઘટિત ન ગણાય. ને જે સમજતો નથી તે વાસ્તવિક કાબૂ પણ ધરાવી શકતો નથી, તે પણ ઉઘાડું છે.

એટલે આપણી પ્રામાણિકતાને આહ્વાન - કરતો પ્રશ્ન આ છે આ રાજ્યનો જે કાયદેસર સ્વામી છે તેને વાસ્તવિક સ્વામી કેમ ! બનાવવો ?

આપણું રાજ્યતંત્ર, અર્થતંત્ર, આપણું સમાજતંત્ર ને આપણો સામાન્યજન તેની વચ્ચે વિશાળ અંતર પડેલું છે. આ અંતર ટાળ-

વાના બે ઉપાયો છેઃ કાં તો સામાન્યજનની જે ભૂમિકા છે, તેને લક્ષમાં રાખીને ઉપલાં ત્રણે તંત્રોમાં ફેરફાર કરવો, ને કાં તો સામાન્ય જનને તંત્રની કક્ષાએ લઇ જવો. વચલો માર્ગ એ પણ છે કે સામાન્ય જનની યોગ્યતા સહેજ વધાર્યે જવી, ને તે દરમ્યાનમાં તંત્રની કક્ષા પણ સહેજ નીચે ઉતારતા જવી.

પણ આ પ્રશ્ન કરતા યે વધારે અગત્યનો પહેલાના મૂળમાં પ્રશ્ન છે, આપણી પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવાનો, સ્વતંત્રના હશે તો એની વ્યાપકતાનો વિચાર થઇ શકશે, પણ સ્વતંત્રના નહિ હોય તો વ્યાપ થશે શેનો ? ગુલામીનો !

હિંદુસ્તાનમાં આ રાજકીય સ્વાતંત્ર્ય પહેલી જ વાર આવ્યું છે તેમ નથી. મુસલમાનોના કાળ પહેલાં આપણો દેશ સ્વાધીન હતો જ ને મુસ્લિમ કાળ દરમ્યાન પણ મરાઠાઓએ જે પ્રયત્ન કર્યો તેને પરિણામે હિંદુસ્તાનમાં મુસ્લિમ રાજસત્તા છિન્નભિન્ન થઇ ગઇ હતી હિંદુસ્તાનના બહુ મોટા ભાગ પર ૧૭૬૧ માં, મરાઠાઓની સત્તા હતી. દિલ્હીથી માંડીને તે છેક સુધી ને દ્વારકાથી માંડીને તે મુર્શીદાબાદ સુધી કોઇ ને કોઇ મરાઠા સરદારની હાક વાગતી હતી.

ને છતાં તે પછીના ત્રણ દસકામાં જ અંગ્રેજો કેમ મુખ્ય સત્તા બની ગયા ? મરાઠાઓના હાથમાં જે સુવર્ણકળશ આવ્યો હતો તે કેમ ફૂટી ગયો ? જે હિંદવીસ્વરાજનું સ્વપ્નું સેવ્યું હતું તે સવારના ઝાકળની જેમ કેમ ઊડી ગયું !

અંગ્રેજો કંઇ મોટી સંખ્યામાં નહોતા, તેઓની પાસે આપણા કરતાં ઊંચા હથિયારો કે વધારે ધન હતું તેમ પણ ન હતું, મરાઠી સત્તાને હંગવનાર એલ્ફિન્સ્ટને જ કહ્યું છે કે 'લશ્કરી સંખ્યાબળ, હથિયારો કે નાણાંની છોળ એકે વસ્તુની તેમને તાણ નહોતી.'

છતા આ જ એલ્ફિન્સ્ટને મૂઠીભર માણસો વડે પેશવાઇનો ખડ-

કરનારા પણ સંગ, પ્રતાપ, દુર્ગાદાસ, છત્રમાલ, ચંપતરાય ને શિવાજી મહારાજ અહીં જ જન્મ્યા હતા. અકબરની ઉદાર નીતિ આગળ ભયે નમતું જોખ્યું હોય, પણ સાધારણ રીતે પરદેશી રાજ્યકર્તા સામે મુગલ સમયમાં લડાઇઓ અટકી નહોતી. અંગ્રેજોએ તો હિંદી સિપાઈઓની મદદથી જ હિંદ છત્યું છે તે સૌ કોઇ જાણે છે. આજે પણ શિખ, ગુરખા, મરાઠા, રજપૂતોની બહાદુરી બીજા પરદેશી સિપાઇઓ કરતા ઊતરતી નથી.

આપણે કાયર નહોતા તો બીજાં કયાં કારણો હતાં ? ઉપલક રીતે એ કારણો અપાય છે:

(૧) આપણામાં સંપ નહોતો.

(૨) આપણાં હથિયારો ઊતરતાં હતાં.

પણ શા માટે આપણાં હથિયારો ઊતરતાં હતાં, એમ પૂછવું જોઇએ. તેથીયે વિશેષ તો એ પુછાવું જોઇએ કે શા માટે હંમેશાં હથિયાર ઊતરતાં જ રહ્યાં ? બાબર પાણિપતના મેદાનમાં જીત્યો. કારણ કે એની પાસે તોપો હતી, પણ તે પછી તો સૈકાઓ વીત્યા તોપણ દેશવાસીઓએ એવી કે એથી ચડિયાતી તોપો કેમ ન બનાવી ? અંગ્રેજોની ને ફ્રેંચોની યુદ્ધસંગઠન પદ્ધતિ ને શિસ્ત ચડિયાતાં હતાં તો એક-બે ને ત્રણ વાર અનુભવ લીધા પછી શા માટે દેશવાસીઓએ એ ન અપનાવી ? ને અપનાવી તો પણ તેમાં અંગ્રેજોના જેટલી કાર્યક્ષમતા કેમ પ્રાપ્ત ન કરી શકયા ?

ઉત્તરોની પણ પછવાડે આપણે નજર નાખવી જોઇએ, કે સંપ નહોતો પણ હાર ખાધા પછી પણ આપણે સંપ કેમ ન કર્યો ? કબીર, નાનક જેવા સંતો ને નાના ફડનવીસ જેવા રાજનીતિજ્ઞો શા માટુ સફળ ન થયા ? નાક કાપીને અપશુકન કરવાવાળા બાજીરાવ જેવાની જમાત જ કેમ બળવત્તર રહી ? રોગનું મૂળ ઊંડું છે.

કોઇ પણ હુમલાના ત્રણ પ્રત્યાઘાત થાય છે, પછી તે હુમલો

વિચારનો હોય કે લશ્કરનો; કાં તો એ હુમલાને વેરવિખેર કરીને, કાં તો એના શક્ય અંશો પચાવી સમન્વય કરીને, કાં તો તેની પાસે ઘૂંટણુ નમાવીને. સમાજમાં નવીન આક્રમણુ વખતે ત્રણે પ્રક્રિયા ચાલતી હોય છે: કારણુ કે સમાજ સાવ એકરંગી નથી હોતો. પણુ આખરે સમાજમાં વિશેષે કરીને જે વિચારો અસ્તિત્વ ધરાવતા હોય તેનો લઘુતમ સાધારણુ અવયવ નીકળે છે.

મુસ્લિમો કે અંગ્રેજો અહીં આવ્યા ને રાજકર્તા થયા તે મહત્ત્વની બીના નથી; પણુ સમાજે પ્રત્યાઘાતરૂપે કઇ પ્રક્રિયાનો લઘુતમ સાધારણુ અવયવ આપ્યો એ મહત્ત્વનું છે.

આપણે ત્યાં સિકંદર આવ્યો હતો પણુ તેને ગણુરાજ્યોએ એવો જવાબ આપ્યો કે પાછા જવું પડયું. સેલ્યુકસને હાર ખાવી પડી. ઝઘડીને છેવટે સમન્વયનો માર્ગ લેવો પડયો.

મુસ્લિમો વખતે આ આક્રમણુની કે સમન્વયની એકે ક્રિયા કેમ સફળ ન થઇ ? આપણુા સમાજનું સ્વરૂપ મુસ્લિમો આવ્યા પહેલાં એવું તે કેવું બની ગયું હતું કે આગલી બન્ને પ્રક્રિયા સફળ ન થઇ ?

આને જ ઇતિહાસની દૃષ્ટિએ બીજી રીતે વિચારીએ તો પુછાય કે ઇ. સ. ૯૦૦ પછી આપણા દેશમાં આગલા યુગની સરખામણીએ સર્જક પ્રતિભાનો લોપ શા માટે થયો છે ? ટીકા–ટિપ્પણી જ શા માટે વધારે થઈ છે ?

મધ્યાવૈભવ જેવો ગુપ્ત યુગ જતાં કેમ એકાએક આમ બન્યું છે ?

અથવા તો આપણા દેશની ઉત્તમોત્તમ વિભૂતિઓનો, મૌલિક દૃષ્ટા ને સ્રષ્ટાઓનો બહુ મોટો ભાગ ઇ. સ. ૯૦૦ પહેલાં જ શા માટે છે ?

આમાં પ્રાચીન કાળનાં યશોગાન ગાવાની જરૂર નથી. એ રીતે

તો મધ્યયુગ પણ ભૂતકાળ જ છે, પણ હકીકતોના પ્રકાશમાં માર્ગ શોધવાનો છે. જો હકીકતોને નિષ્પક્ષ દૃષ્ટિએ જોઇશું તો ઇ. સ. ૯૦૦ પહેલાંનો કાળ ઉજ્જવળ દેખાયા સિવાય નહિ રહે.

જીવતું વૃક્ષ રોગનો સામનો કરે છે ને ઋતુએ-ઋતુએ ફૂલ ને ફળના સૂંડા ભરી દે છે.

કયો રોગ લાગ્યો હતો આપણા સમાજવૃક્ષને, કે ન એણે રોગનો સામનો કર્યો, ન આગલા યુગ જેવા ફળફૂલો આવ્યાં ? ભારતનાં ઇતિહાસ, સમાજશાસ્ત્ર ને તત્ત્વજ્ઞાનનો જેમણે અભ્યાસ કર્યો છે, તેમને લાગે છે કે આના કારણો બે છે :

(૧) વ્યક્તિ, તેના સ્વતંત્ર વ્યક્તિત્વને, સ્વતંત્ર વિચારણાને આપણે ગૌણ ગણ્યાં છે.

(૨) તત્ત્વજ્ઞાનને પારલૌકિક ઝોકવાળું બનાવ્યું છે.

આપણે ઉપર બતાવેલા કાળ પછી વ્યક્તિએ પોતે પોતાના પુરુષાર્થ ને ચારિત્ર્ય વડે કેવો વિકસિત કર્યો છે, એ જોઇને સ્થાન કે માન આપ્યું નથી. કબીર જેવા વીર સાધકે એ પનોણે ઝૂંટવી ભલે લીધું હોય પણ આપણા સમાજની ગતિવિધિ તો વ્યક્તિ સમાજના કયે પગથિયે જન્મી છે તેના પર જ રહી છે. આને લીધે 'ચોખા મેળા' ઉત્તમ પ્રકારનો સંત હોવા છતા તેને અપમાન મળે છે. ને શિવાજી મહારાજ મહારાષ્ટ્રઉદ્ધારક થયા પછી પણ એના શૂદ્રત્વને ધોવા વંશાવલી ઉદેપુરના સિસોદિયા સાથે મેળવી દેવાનો કીમિયો શોધવો પડે છે. શિવાજી મહારાજનો રાજ્યાભિષેક કરવા કોઇ તૈયાર થતું નહોતું. ત્રણ દસકા પહેલાં ડૉ. આબેડકરને પ્રતિભાસંપન્ન પુરુષ હોવા છતાં જે વેઠવું પડયું તે આ ગતિ હજુ પૂરી રોકાઇ ન હોતી તેનો પુરાવો છે.

પ્રાચીન કાળમાં પણ આ વસ્તુ ઓછેવત્તે અંશે હતી. પણ

તેનાં વિરોધી બળો જોરદાર હતાં. વિદુર ને વિકર્ણ દાસીપુત્ર હતા. વ્યાસ માછીમારના પુત્ર હતા. ઋગ્વેદકાળમાં સ્ત્રી ઋષિઓ પણ હતી. ઉપનિષદ્‌કાળમા ક્ષત્રિયો પાસે બ્રાહ્મણો વિદ્યા લેવા જતાં, ને કૃષ્ણ પોતે આહીરોમાં ઊછર્યા હતા. અલબત્ત, કર્ણ જેવાને વેઠવું પડયું હતું, પણ તેનું કારણ એ સૂતપુત્ર હતો તે કરતાં યે વિશેષ તો તે અજ્ઞાત કુલશીલ હતો; ને તે છતાં યે દુર્યોધનના દરબારમાં યોદ્ધા તરીકે ને સમગ્ર સમાજમા દાતા તરીકે તેની ખ્યાતિ હતી જ. તેને સેનાપતિત્વ મળ્યું જ હતું. આંતરવિગ્રહની આગમાં તે જો લાકડું ન બન્યો હોત તો તેણે આથી યે વિશેષ સન્માન મેળવ્યું હોત.

પ્રાચીનકાળમાં વ્યક્તિ સમાજમાં કયા સ્તરમાથી આવી છે તે જોયા સિવાય તેના ગુણશીલ માર્ગ કરી શકતાં. અડચણો આવતી પણ પ્રાચીન યુગની સમાપ્તિ સુધી પ્રગતિશીલ બળોએ વિજય મેળવ્યો હતો. વિશ્વામિત્રે વસિષ્ઠ પર, શ્રીકૃષ્ણે જરાસંધ પર, જનકે, વેદજ્ઞ બ્રાહ્મણો પર ને બુદ્ધ–મહાવીરે યાજ્ઞિક પુરોહિતો પર વિજય મેળવ્યો હતો.

પણ પ્રાચીન યુગના અંત સાથે જે દ્વંદ્વયુદ્ધ ચાલ્યું તેમાં પ્રાગતિક બળોની ધીમેધીમે પીછેહઠ જ થતી ગઇ: સ્ત્રીસ્વાતંત્ર્યનો લોપ, પ્રજાતંત્રનો લોપ, સ્વતંત્ર વિચારણાનો લોપ ને પરિણામે રાષ્ટ્રીય તેજસ્વિતાનો લોપ.

કારણ કે મધ્યયુગમાં વ્યક્તિ એ સ્વતંત્ર નથી રહી પણ શાસ્ત્રનાં વિધિવિધાનોનું એક સોગઠું બની ગઇ છે. એણે કેમ હાથપગ ધોવાથી માંડી એણે કયો ધંધો કરવો ને એણે કયા લોકમાં મર્યા પછી જવું તે પણ આ બધા ત્રિકાળજ્ઞ લોકોએ તેના જન્મ પૂર્વે જાણે નક્કી કરી નાખ્યું છે.

શૂદ્ર, વૈશ્ય, કે ક્ષત્રિય ગમે તેના ઘરે અવતરનારે કશું જાતે વિચારવાનું નથી, તેના માટે પ્રાચીન કાળના મહર્ષિઓએ બધું વિચારી રાખ્યું છે, આ પ્રાચીન કાળનું વર્જન આપતા શાસ્ત્રગ્રંથોને પ્રાચીન કાળના ઋષિઓને નામે ચડાવ્યા છે.

વિચાર કરવાની શક્તિથી મનુષ્ય પ્રાણી-પશુસૃષ્ટિ કરતાં જુદો પડે છે, ને તે જ વિચાર કરવાની શક્તિ ન કેળવાય તો તેના મનુષ્યત્વનો વિકાસ અધૂરો જ રહે ને? પછી પુરુષાર્થ કરવાનો પણ શું રહે? પુરુષાર્થનું મૂળ જ વિચારમંથન છે.

બુદ્ધ કહેતા. 'હું મોટો સાધુ છું, તે માટે હું કહું તે માની ન લેતા, પણ તમારી બુદ્ધિથી સાચું લાગે તો મારું વચન સ્વીકારજો.' તેમણે અંત વખતે પણ કહ્યું. 'ઉદ્યમી થાઓ, અપ્રમાદી રહો.'

વેદોએ પણ કહ્યું:

'ચાલનારો અમૃતને પામે છે. ચાલે છે તેનું નસીબ ચાલે છે, બેસે છે તેનું નસીબ પણ બેસે છે.' આપણો દેશ ઇ. સ. ૯૦૦ પછી વિચારસ્વાતંત્ર્યમાં ને પરિણામે પુરુષાર્થમાં બેસી ગયો હતો એટલે એનું નસીબ પણ બેસી ગયું હતું.

આપણે જો સ્વાતંત્ર્ય સાચવવું હોય તો છેક હીનમાં હીનને પણ વિચારસ્વાતંત્ર્ય આપવું પડશે, તેના વિચારો ગમે કે ન ગમે, તેને સન્માન આપવું પડશે. આમાંથી જ પુરુષાર્થની ને સમાનતાની જ્વાલા પ્રકટશે. દેશના રક્ષણનો તોપ-બંદૂકના વધારા કરતાં યે અસરકારક ઉપાય છે: વ્યક્તિને વિચાર કરતાં ને વિચાર પર દૃઢ રહેતાં શીખવવાનો ને તે માટે સમજાવવાનો.

મધ્યયુગમાં આપણા સમગ્ર સમાજે સ્ત્રીઓ, શૂદ્રો, અતિશૂદ્રો, ચાંડાલોને જે વર્તાવ આપ્યો ને જેને પરિણામે આ શૂદ્રોનો સમૂહ મુસ્લિમ ધર્મ તરફ આકર્ષાયો, તેને જો પહેલેથી સ્વાતંત્ર્ય ને સન્માન

હોત તો ન તો તેમના પર સમાજ જુલમ કરી શકયો હોત, ન તેઓ સાંખી રહ્યા હોત. પણ સમાજે તે કર્યું, તેમણે સાંખ્યું ને પરિણામે જુલમ કરનાર ને જુલમ વેઠનાર બન્ને એક નવીન ગુલામીમાં જકડાયા.

પરદેશીઓને મદદ મળી જ રહી; કારણ કે પોતાના સ્વદેશના સમાજ તરફથી તેમને ન મળ્યો જરૂરી પ્રેમ, ન મળ્યું જરૂરી

જ્યાં સમાજ વ્યક્તિના ગુણો ને પુરુષાર્થ પર નહિ, પણ જન્મસ્થાન પર રચાય, જ્યાં નીચેના હમેશ અકારણ નીચે જ રહી અપમાન વેઠ્યા કરે ને ઉપરના અકારણ માન ને મિજબાની મેળવ્યા કરે તે સમાજમાં સંપની આશા રાખવી તે વધારે પડતું છે.

'તું જ્યાં જન્મ્યો ત્યાં જ પડ્યો રહે ને મૂંગેમૂંગે સહન કરતો પડ્યો રહીશ તો જ તારો આવતો ભવ સારો આવશે; નહિતર તારો આ ભવ તો બગડ્યો જ છે પણ આવતો ભવ પણ બગડશે.' આ સાંભળતો કચડાતો સામાન્ય જન શા સારું સ્વાતંત્ર્યનું રક્ષણ કરે? એમને તો સ્વાતંત્ર્ય હતું જ નહીં. તેને શૂદ્ર–અતિશૂદ્ર કહી અપમાનનારા સમાજની એકતાનું ભાન તેને આવે કેમ? તેના સ્વાતંત્ર્યનું રક્ષણ કરવાનો ઉત્સાહ કેમ રહે?

જે લોકોએ લોકોના વ્યક્તિસ્વાતંત્ર્ય ને વિચારસ્વાતંત્ર્યને રૂંધ્યા તે એક વાત તો સમજતા હતા કે શરીરને જકડી શકાય છે, પણ વિચારને પકડી રાખી શકાતો નથી એટલે એમણે જે વિચાર કર્યે જ રહે તેને માટે રસ્તો કાઢ્યો–વિચારને આ લોક તરફથી ખેંચી પરલોક તરફ વાળવાનો. 'વિચાર કર–પણ આવતા ભવના–તે પછીના ભવના, સૂર્યલોક, ચંદ્રલોક, સ્વર્ગલોક–વગેરેનો કર. આ લોક તરફ તો નજર નાખીશ મા; કારણ કે અહીંની વ્યવસ્થા તો ગોઠવાઇ ગઇ છે. રાજાએ શું કરવું–પિતાએ શું કરવું સ્ત્રીએ શું કરવું–બ્રાહ્મણો–શૂદ્રોએ શું કરવું જન્મથી તે મૃત્યુ સુધી શું કરવું તે બધું વિચારી રાખ્યું છે. આપણે તે પ્રમાણે ચાલીએ ને તેની વિરુદ્ધ ન જઇ ને આવતો ભવ સુધારીએ ને આ ક્ષણિક સંસારની ચિંતા પણ શા સારુ? એ તો માયા છે.'

જીવનના એકેએક કોયડાનું આ પરલોક, જેનું અસ્તિત્વ છે કે નહિ તેની ખાતરી કોઇ જ નહોતી તેની સાથે અનુસંધાન કર્યું.

પરિણામે આ લોક તો ન જ સુધર્યો ને પરલોકનું તો શું કહેવાય ?

આને લીધે આપણે ત્યા સંસારવિમુખ નિવૃત્તિમાર્ગી સાધુઓનો એક વર્ગ નિર્માણ થયો ને બીજી બાજુ સારા માણસો સંસારસુધારની પ્રવૃત્તિમાથી ભાગતા નિકૃષ્ટ લોકો જ એમા રહ્યા, જેથી સંસાર વધારે વિષમ બન્યો.

તત્ત્વજ્ઞાનની જરૂર છે–અત્યત જરૂર છે, પણ તે આ પ્રત્યક્ષ જગતના જીવનને વધારે સારું કરવા માટે પણ આપણે એથી ઊધું જ માની લઇ તત્ત્વજ્ઞાનની મદદ લઇ કહ્યુ કે સંસાર તો બે ઘડીનો છે ને પારલૌકિક જીવન જ અનત કાળનુ છે આ બે ઘડીના સંસાર માટે મથામણ કરવાની જરૂર નથી આને લીધે અહી તહી મનના શાસ્ત્રની શોધમા, ચિત્તસશોધનમા મામૂલી ફાયદો થયો, પણ સમાજ-શાસ્ત્રમા દેવાળું કાઢ્યુ

ઉપનિષદે તો સ્પષ્ટ કહેલું કે

'જેઓ અવિદ્યાને ઉપાસે છે તે અંધકારમા આથડે છે, પણ જેઓ એકલી વિદ્યાને જ ઉપાસે છે તેઓ તો એથી પણ મોટા અધકારમા પડેલા છે. જેઓ અવિદ્યા (ભૌતિક વિદ્યાઓ) ને વિદ્યા (આત્મવિદ્યા) બન્નેનો સમન્વય કરે છે, તેઓ અવિદ્યા વડે મૃત્યુઓને તરી જાય છે ને વિદ્યાવડે અમૃત (ચિત્તશાતિ)ને પામે છે'

આથી જ ઉપનિષદકાળના સર્વશ્રેષ્ઠ જ્ઞાની જનક રાજા છે બુદ્ધ આમ સન્યાસમાર્ગને ઉત્તેજન આપનારા લેખાયા છે, પણ તેમણે પરલોકવૃત્તિની પ્રશસા નથી કરી. તે હોય કે ન હોય, પુરુષાર્થપૂર્વક સત્કર્મો કર્યા કરવા તે જ ઉપાય છે તેના વડે પરલોક હશે તો સુખ મળશે, નહી હોય તો અહીં તો સુખ જ છે.

વિવેકપૂર્વક અપ્રમાદથી સત્કર્મનો પુરુષાર્થ અને કાર્ય કરવાનો તેમનો આગ્રહ હતો ને તેથી જ તેમણે તાપમા પાકીને આવેલા

જ્ઞાનભૂખ્યા આગંતુકોને પહેલાં જમાડતો હતો અને પછી ઉપદેશ દેતો હતો. તેથી જ તેમણે મધ્યમ પ્રતિપદામાર્ગનો ઉપદેશ આપ્યો હતો ને તેથી જ તેઓ વ્યક્તિના પુરુષાર્થ ને પ્રેરણાના પ્રતીક સમા ગણરાજ્યોના હિમાયતી હતા.

મહાજનક જાતકમાં આ પુરુષાર્થનો મહિમા કાવ્યમય રીતે ગૂંથવામાં આવ્યો છે.

મહાજનક નામનો વેપારી સમુદ્રયાત્રા કરવા નીકળે છે, ને રસ્તામાં વહાણ તૂટતાં તેના સાથીદારો ડૂબી મરે છે, ને તે અથાગ સમુદ્રમાં સાત દિવસ સુધી તર્યા કરે છે. એ જોઈને સમુદ્રની અધિમેખલા એની પાસે આવીને કહે છે:

'જેનો કાંઠો દેખાતો નથી તે સમુદ્રની વચ્ચે હાથના પછાડા મારનાર તું કોણ છે? શું સમજીને કયા ભરોસા પર આ પરિશ્રમ કરે છે?'

'દેવી, હું એટલું જાણું છું કે આ લોકમાં જ્યાં સુધી જીવીએ, ત્યાં સુધી ઉદ્યમ કરવો જોઈએ; એટલે આ કાંઠા વિનાના સમુદ્રમાં પણ હું પુરુષાર્થ કરી રહ્યો છું.'

'તારો પુરુષ-વ્યાયામ નિરર્થક છે. તું કાંઠે પહોંચ્યા વિના મૃત્યુશરણ થઈશ.'

'તું આવો ઉપદેશ શા માટે કરે છે? પુરુષાર્થ કરતો કરતો મરીશ તો લજ્જામાંથી બચીશ ને પુરુષાર્થ કરે છે તેને પસ્તાવો નથી થતો—તે જ દેવો ને પિતરોના ઋણમાંથી મુક્ત થઈ જાય છે.'

પ્રાચીનકાળના ત્રણ તબક્કા—વેદકાળ, ઉપનિષદ્કાળ ને બુદ્ધકાળ. એ કાળ જોયા. વેદકાળ તો પુરુષાર્થથી ગાજતો છે. તેમાં જ્ઞાતિ કે જાતિનાં બંધનો નથી. એક ઋષિ કહે છે—'મારા પિતા વૈદ્ય છે મારી મા દળણું દળે છે ને હું કવિ છું; સાંજે જુદા જુદા ગોચરમાંથી ઢોર એક કોઢમાં આવે તેમ અમે એક ઘરમાં રહીએ છીએ.

મનુષ્યના રોપને ખાતર ને પાણીરૂપે જોઇએ છે સ્વતંત્રતા. સ્વતંત્ર વિચારની ને પોતાના પુરુષાર્થથી વિકસાવેલા વ્યક્તિત્વના સમાન સ્વીકારની–ને તે માટે સમાન તકની.

પ્રાચીનકાળના ત્રણ મહાપુરુષો આવા સ્વાતંત્ર્યની હવામાંથી પ્રકટયા હતાઃ શ્રીકૃષ્ણ–અંધકવૃષ્ણીના સંઘરાજ્યમાં, બુદ્ધ–શાકયોના સંઘરાજ્યમાં ને મહાવીર–લિચ્છવીઓના ગણરાજ્યમાં. તે જ યુગમાં વ્યાસને વાલ્મિકી ને બન્ને હલકી જાતિઓના લોહીથી મિશ્રિત છતાં ભગવાનનાં બિરુદ પામતા એમના વિરોધીઓ રોકી ન શકયા.

લોકશાહીને સ્થિર કરવી હશે તો આપણે વિચારના એકાધિકારને નિર્મૂળ કરવો પડશે. બુદ્ધે લોકભાષાઓથી જ કહેવાનો આગ્રહ રાખ્યો; કારણ કે એને લોકોને વિચાર કરતા કરવા હતા. વિચારનો સર્વાધિકાર કેળવાતાં બીજા બધા એકાધિકારો–સંપત્તિના શાસ્ત્રીયતાના આપોઆપ તૂટતા જશે.

ને બીજું કરવું પડશે આ વિચારશક્તિને વર્તમાન તરફ વાળવાનું. તત્ત્વદ્રી વ્હીટહેડે વર્તમાનનું મૂલ્યાંકન અતીવ સ્પષ્ટ રીતે કરી બતાવ્યું છે. એ કહે છે છે. 'પ્રેઝંટ કંટેન્ય ઓલ, ધેટ ધેર ઇઝ. ઇટ ઇઝ હોલી ગ્રાઉંડ. ઇટ ઇઝ પોસ્ટ ઍંડ ઇટ ઇઝ ધી ફ્યુચર. વર્તમાનકાળ યજ્ઞભૂમિ છે, કારણ કે ત્યાં ભૂત ને ભવિષ્ય બંનેનું મિલન થાય છે. ભૂત તેના વારસા સાથેના ભાવિ તેની આશાઓ તથા સંભાળો સાથે વર્તમાનની ભૂમિ પર ઊભાં છે.' આપણે વિચારને તે દિશામાં વાળી શુભ સંભવોને પ્રત્યક્ષ કરવાં છે.

રામકૃષ્ણ–વિવેકાનંદ, ગાંધીજી ને રવિન્દ્રનાથ. જેમને વર્તમાન ભારતના ચતુર્મુખ બ્રહ્મા કહી શકાય, તેમણે આ દિશામાં ખેડાણ કર્યું ને આપણે રાજકીય સ્વરાજ પામ્યા. એ જ માર્ગે આગળ ચાલશું ત્યાં સુધી આપણું કલ્યાણ જ છે.

## (૧૯)

# સત્યની પ્રતિષ્ઠા

મને ગાંધીજીવન-દર્શન પર કાંઈક કહેવા અહીં બોલાવ્યો ત્યારે મને થયેલું કે ખરેખર શું જુવાન વર્ગ ગાંધીજીના જીવનદર્શન વિષે હજુ નિષ્ઠા સેવે છે ખરો? જુવાનોની જ વાત શા માટે કરીએ; સમગ્ર દેશ જ્યારે આજે આચરણમાં ગાંધીજીએ આપેલ મૂલ્યાંકનો જાણે ફગાવી દેતો હોય તેમ લાગે છે, આચરણમાં ગાંધીજીએ કહ્યું હોય તેના કરતાં ઉલટું જ કરતો દેખાય છે, એ વખતે એની ગુણ-પારાયણ ઉચિત ખરી? પણ હું માનું છું કે આપણો દેશ એક અસાધા-રણ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે એ વખતની આપણી નિરાશા આપણને જ એક કાળે શરમાવશે જેમ એક પરિચિત કહેતા હતા તેમ 'ગાંધીનું પરવારી ગયું છે' એમ હું માનતો નથી જો કે ગાંધીજી પોતે જ આજે કરુણાપૂર્ણ સ્વરે કહી રહ્યા છે કે 'હું એકલો પડી ગયો છું, મારું કોઈ સાંભળતું નથી' પણ ચોમાસામાં બેપૂર આવતી નદીનું બધું જ પાણી ચાલ્યું ગયું નથી હોતું ઉનાળામાં લીલી કુંજાર વાડીઓ રાખનાર પણ એ જ પાણી છે. પૃથ્વીના ક્યા પડમાં ઉતરીને એ કૂવામાં આવ્યું તે આપણે જાણતા નથી, પણ એ પડમાંથી વહેતું હોય છે એ જાણીએ છીએ. ચોમાસાનું ખડ શિયાળામાં જ સુકાઈ જાય છે ને ઉનાળામાં તો એનું તરણું ય ક્યાંઈ દેખાતું નથી પણ ચોમાસાના છાંટા પડતાં જ જાદુની પેઠે આખી

પૃથ્વી હરિયાળી થઇ જાય છે. ગાંધીજીએ પોતાની તપસ્સાધના દ્વારા જે બી ભારતવર્ષના અંતઃકરણમા વાવ્યા છે તે બધા મરી પરવાર્યા છે તે આવી નિરાશાપૂર્ણ દશામાં પણ હું માની શકતો નથી કારણ કે આથી યે વધુ નિરાશાપૂર્ણ દશા એમના લાંબા જીવનમા ઘણી વાર આવી છે

દૂરની વાત શા સારુ કરીએ? પાચ વર્ષ હજુ એ વાતને નથી થયા. 'હિંદ છોડો'ની હાકલને પરિણામે એ આગાખાન મહેલમા બદી હતા, ને અગ્રેજ સરકારે એમની ગેરહાજરીમા થયેલ બધા તોફાનો ને હિંસાની જવાબદારી એમના પર નાખી હતી ગાધીજીએ માત્ર નિષ્પક્ષ અદાલત દ્વારા એ આરોપ સાબિત થાય અથવા એમને જાતે જ આરોપો સાચા છે કે નહિ તે તપાસવા મૂકાય તેવી સીધી સાદી માગણી કરી હતી ને એ ન સ્વીકારતા ઇશ્વરની અદાલતમા પોતાની ધા સંભળાવવા એકવીશ દિવસના ઉપવાસ શરૂ કર્યા હતા.

એ દિવસો સભારો. દેશ આખો ઉપર નીચે થઇ ગયો હતો પણ કોઇ વાઇસરૉયના મહેલ આગળ જઇને માથું પછાડવાની શકિત ધરાવતુ નથી. લડાઈ આપણે એટલી હદે હારી બેઠા તેનું લાગતું હતુ કે આ મનોરથ પ્રયાસ કરવાનો ઉત્સાહ સુદ્ધા દેખાતો ન હતો. માત્ર પ્રાર્થનાઓ નિર્બળોની—અનાથોનીએ છેવટના ઉપાયનો જ આ દેશે આશરો લીધેલો. ને સરકારે તો ગાધી મરી જશે ને વખતે એ પ્રાર્થનામાથી બળવો ફાટી નીકળે એ ભયે લશ્કર તૈયાર રાખ્યુ હતું. ને અમેરિકન લોકમતને ઊંધે રસ્તે દોરવવા ગાધીજી પરના આરોપનુ ફરફરિયુ તૈયાર કરાવી ખાસ વિમાન માર્ફતે અમેરીકામા પહોંચાડયું હતુ. એ પહેલા દશ દિવસો—નોકો—મવાવો કે જહાવો નૂર વગરના મોએ દર પળે અશુભ સમાચારના ભયે ફફડતા હતા પણ ગાધીજી એમાથી પણ પાર ઉતર્યા ને 'હિંદ છોડો' એ ઠરાવનો માનો—માત્રા ફેરવ્યા વિના અક્ષરશઃ અમલ થયો. તે દિવસે કોણે ચાર વરસ પછી—

આ બનશે એમ ધાર્યું હતું ?

તે દિવસે અંગ્રેજોએ એમનું નહોતું માન્યું, આજે ઊંચા હાથ કરીને એ સમજાવે છે પણ આપણે એમના પ્રાણથી પોષાયેના પણ નથી માનતા. એ દુશ્મનો હતા-આપણે તો એમના મતાનો છીએ. તે દહાડે જેમ એમની વાત સાચી પડી એમ જ આજે પણ સાચી પડશે કારણ કે સત્યનો આખરે વિજય થાય છે. એ સુવિવાક્ય એમના જીવનથી એમણે સાબિત કર્યું છે એમનું જીવન આપણી સામે ન હોત તો સંભવ છે કે આ વાક્યમા આપણને વિશ્વાસ ન બેઠો હોત હથિયાર કે સત્તાના જોરે, લક્ષ્મીના તેજે, બુદ્ધિના બળે ઘણાએ લોકો પર શાસન જમાવ્યું છે. કલીઓપેટ્રા જેવી રાણીઓએ રૂપના જોરે ય ઘણાને નમાવ્યા છે. પણ ગાંધીજી તો અકિંચન હતા ને છે, સત્તા તો એમણે હમેશા ત્યાગી છે ને રૂપ? એમના કાન ને નાક જોયા પછી એમના ભક્તો પણ એમનામા રૂપ છે એમ નહિ કહી શકે છતા વિશ્વના ખૂણે ખૂણેથી એમને લાખો લોકોના જે ભક્તિ-અર્ધ્ય મળ્યા છે તેથી વિશેષ આ યુગમા કોને મળ્યા હશે? શું કારણ છે આ પાછળ?

એક કથાનક છે. પ્રહ્લાદ પાસે એક બ્રાહ્મણે જઇને યાચના કરી' 'તમારું શીલ આપો.'

વચનથી બંધાયેલ પ્રહ્લાદે બ્રાહ્મણના હાથમા પાણી મૂક્યું પાણી મૂકતા જ પ્રહ્લાદના શરીરમાથી એક તેજસ્વી સત્ત્વ બહાર નીકળ્યું, ને બ્રાહ્મણના શરીરમા પેઠું. પ્રહ્લાદે એને પૂછ્યું' 'તું કોણ?'

'જવાબ મળ્યો 'તેં આપેલ શીલ.'

થોડીવાર થઇ ત્યા બીજું એક તેજસ્વી સત્ત્વ નીકળ્યું, એટલે પ્રહ્લાદે કહ્યું 'તું કોણ?'

'હું શાંતિ'

'તું ક્યાં જાય છે ?'

'શીલ ગયું ત્યાં.'

'પણ મેં તો શીલ આપેલ છે, તને નહિ.'

'માફ કરો રાજન, હું જ્યાં શીલ હોય ત્યાં જ રહી શકું છું.'

આમ કીર્તિ, વિજય, કલ્યાણ સૌ એક પછી એક પ્રહ્લાદના શરીરમાંથી નીકળી પેલા બ્રાહ્મણના શરીરમાં પ્રવેશે છે. ને પ્રહ્લાદ એમને દર વખતે રોકે છે ત્યારે જવાબ મળે છે: 'જ્યાં શીલ રહે ત્યાં જ અમે રહી શકીએ.'

સોય પાછળ જેમ દોરો આવે તેમ શીલની ઉપાસનાની પછવાડે કલ્યાણનાં સર્વ તત્ત્વો આવ્યે જ રહે છે, ગાંધીજીના જીવનમાં પણ આવું જ બન્યું છે.

સત્યના એક જ વ્રતની ઉપાસનાએ એમની સર્વતોમુખી પ્રતિભાને જન્મ આપેલ છે. એમના જીવનને ઉપર ઉપરથી વાચનારને પણ આ વાત દેખાયા વિના રહેતી નથી. અહિંસા, અક્રોધ, અભય, બ્રહ્મચર્ય— વગેરે ગુણો એમને કેળવવા પડયા છે. પણ સત્યનો ગુણ જાણે એમને જન્મથી જ મળેલો. નાનપણમા ચોરી બધા કરે છે. પણ બાપા પાસે સ્વેચ્છાથી કબૂલ કેટલા કરે છે ? પણ એ એક જ ચીવટપૂર્વકની ઉપાસનાએ બીજું બધું એમની પાસે ખેચી આણેલ છે. કારણ કે સત્ય આચરણમા ધર્મ માત્ર સમાયેલો છે એમ કહેવાય છે. સત્યની જાણ ને એવું આચરણ એની વચ્ચે ઘડીકનો પણ વિલંબ સહન ન થાય એજ એમની ને આપણી વચ્ચેનો ભેદ છે. રસ્કીનનું 'સર્વોદય' એમને ગાડીમા વખત ગાળવા માટે પોલાકે આપેલું. એ વાચી ગયા ને ગાડીમાં જ નક્કી કર્યું કે આ વકીલાતનો ધંધો ખોટો છે.

શ્રમજીવન એ સૃષ્ટિનો સાર છે. એટલે વકીલાત મૂકી ફીનીક્સ આશ્રમ શરૂ કરવાનું નક્કી કર્યું. કોઇની સાથે વાત ન કરી, ચર્ચાઓ ન

કરી શું થાય શું ન થાય, શું શક્ય, અશક્ય આગલા પાછલા સંજોગોનો વિચાર કર્યું નહિ.

રસ્કિનની વાત સાચી હતી સાચા જીવનને શોધનાર માટે વકીલાતનું જીવન ખોટું હતું. એટલું જ જાણવું બસ હતું આ જીવન પરિવર્તનમાં સર્પને કાચળી ઉતારતા જેટલી વાર થાય તેટલી પણ વાર ન થઇ.

હવે વિચાર કરો કે રસ્કિનનું આ પુસ્તક શું એમણે જ પહેલ-વહેલા વાચ્યું હતુ ? એમના પછી પણ શું બીજાએ નથી વાચ્યું ? કેટલાયે પોતાના જીવનને ધરમૂળથી પલટી નાખ્યા ? અહીં જ બાપુની વિશિષ્ટતા છે ને એ વિશિષ્ટતા પછી લીમડાની ભાજીનો પ્રયોગ કરવો હોય કે સૂર્યઉપાસી અંગ્રેજ નસ્તન સાથે બાથ ભીડવાની હોય—સરખા જ ઉત્સાહ ને કૃત નિશ્ચયનાથી અમલમાં આવવાની. લીમડાની ભાજી ખાવી એ જરૂરી હોય તો પછી એ કડવી છે, ગંધવાળી છે એ વાતો મામુલી છે. એનો પ્રયોગ થવો જોઇએ વિચાર અને આચાર એ યુધિષ્ઠિરની જેમ જ એમને મન અભિન્નપ્રક્રિયા છે. કહેવાય છે કે કૌરવ-પાંડવોને દ્રોણે પહેલે જ દિવસે પાઠ આપ્યો. सत्यं वद धर्मं चर। ને બીજે દિવસે પાકો કરી લાવવા કહ્યું, બીજે દિવસે સૌને પૂછ્યું:

'પાઠ કરી આવ્યા છો ?'

બધા કહે હા. માત્ર યુધિષ્ઠિરે કહ્યુ: 'મને હજુ પાકો નથી થયો.' બે ત્રણ દિવસ સુધી આવો જવાબ આપ્યો ત્યારે દ્રોણે કહ્યું: 'આ ભીમ, દુર્યોધન બધાને પાઠ આવડી ગયો ને તને જ નથી આવડતો ?'

'ગુરુજી ! આપે सत्यं वद એ પાઠ પાકો કરી લાવવા કહ્યુ છે. હું ઘણી મહેનત કરું છું. પણ હજુય કોઇ કોઈ વાર જૂઠું બોલાઇ જાય છે, એટલે કેમ કરીને કહું કે પાઠ પાકો થઇ ગયો છે ?'

આજે આપણું એથી ઊંધું છે. જ્ઞાન ને જીવન વચ્ચેની એ

ખાઇને લીધે ધીમે ધીમે એક સુવાક્યમા છે તેમ જ્ઞાન પ્રમાણે જીવન થવાને બદલે જીવન પ્રમાણે જ્ઞાન થઇ જાય છે અત્યારના વિજ્ઞાનની મોટા ભાગની શાખાઓ આપણો આખો મનુષ્ય–સમાજ જે રીતનું જીવન જીવી રહ્યો છે તેની ટીકા નથી કરતી અથવા વિવેકપૂર્વકનુ જીવન આ છે, ને આ રીતે તે જીવી શકાય તેમ નથી કહેતી

પણ ચાલુ જીવનને ચાલુ માર્ગે જ પ્રગતિની નિશાની છે તેમ સાબિત કરવા જ જાણે મથી રહી છે એટમ બોમ્બે શાંતિ વહેંની આણી એમ કહેનાર ભૌતિકશાસ્ત્રીઓ આ વર્ગના વિદ્વાનો છે

ગાધીજી પ્રાચીનઋષિઓની જેમ કહે છે 'धर्मादर्थश्च कामश्च स: किमर्थं न सेव्यते' ધર્મથી જરૂરી અર્થ ને જરૂરી કામની પ્રાપ્તિ થાય છે, ધર્મના પાલનથી ઉલટો અર્થ ને કામ વિશેષ સુદર, વિશેષ શાંતિદાયક થશે એ ધર્મને તમે વળગી રહો ધર્મ ને વ્યવહારને વિરોધ છે, એ વાત ખોટી છે વ્યવહારે ધર્મ પાસેથી માર્ગદર્શન લેવાનું છે ને ધર્મ વ્યવહારમા ઉતારવાનો છે આકાશમા વિહરે તે ધર્મ નથી, કંઇક ભ્રમ છે રાજકારણ, અર્થકારણ, કેળવણી, સમાજ-રચના બધાએ આ સત્ય ધર્મની કસોટીએ ચડવુ જોઇએ ને એ સત્યધર્મ એનાથી ભાગવુ ન જોઇએ આપણે કાને વારે વારે પડવાથી આ વાત સાવ સાધારણ લાગે છે પણ આપણા જીવનની ચારે બાજુ જે કરુણાપૂર્ણ વિનાશ જોઇ રહ્યા છીએ તેનુ મૂળ આ વિચ્છેદ છે

જે રાજનીતિજ્ઞો ને આગેવાનો છે તે પાઇલેટની જેમ કહે છે. 'What is truth?' સત્ય? સત્યનો શો હિસાબ? બીજી બાજુ જે ધાર્મિકો છે તે કહે છે કે સીઝરને સીઝરનુ આપી દો, આપણે આ દુનિયાનું કામ નથી આપણે તો બીજી દુનિયાના વાસીઓ છીએ ને લોકો બિચારા આ બનેની વચ્ચે અટવાય છે

ગાંધીજીને કાળે એ સિદ્ધ કરવાનો યશ જાય છે કે સત્ય એ અમર-કારક ક્રાંતિકારી બળ છે એટલું જ નહિ પણ એક માત્ર બળ છે. કદાચ કોઇ પૂછશે કે તો એ બળ આજે પંજાબમાં કેમ કામ નથી આપતું ? કહે છે કે અંગ્રેજોએ માંડલે પર જાપાનીઝ વિમાનો આવ્યા ત્યારે તાડના થડને રેંકડા પર ચડાવી વિમાન-વિરોધી તોપો તરીકે ગોઠવ્યાં હતા. તોપો તરીકેનો એ દેખાવ આપતા હતાં પણ કામ નહોતાં આપતાં. એમાં તોપના શોધકનો ભાગ્યે જ વાંક કાઢી શકાય. જો થોડો વખત પણ એણે કામ આપ્યું તે માટે અલબત્ત કોઇક અંગ્રેજોની તત્કાળ બુદ્ધિને ધન્યવાદ આપશે. પણ વાત જવા દઇએ. હિંસા પર વધારે પડતા વિશ્વાસના વાતાવરણમાંય એક વાત તો સમજવા જેવી છે જ કે જર્મની બે આટઆટલી હિંસા પછી હાર્યું તેના પરથી શો સાર ખેંચવો ? હિંસા એ પણ અવિશ્વાસનીય હથિયાર છે. સાચી વાત તો એ છે કે હિંસા કોઇ પ્રશ્નોનો નિકાલ લાવતી નથી. પ્રશ્નોને દબાવી ઊંડે ઉતરી ફેલાવવાની ફરજ પાડે છે. એથી તે તે પેઢીને તત્કાળ એવું દેખાય કે રોગ ચાલ્યો ગયો. લાણું જીવે છે તે જુએ છે કે હિંસાએ કશું ઉકેલ્યું ,જનથી. .

ક્લેમેન્શો જે ફ્રાન્સનો વડો પ્રધાન હતો ને ૧૯૧૮નું યુદ્ધ જીત્યો હતો, તે મરતી વખતે એક પુસ્તક લખતો હતો. 'Grandure and misery of victory' વિજયનો વૈભવ ને વેદના.

જ્યારે ગાંધીજીના કામમાં શ્રદ્ધા હોવાનું કહું છું, ત્યારે મારે એ સ્પષ્ટ કરવું જોઇએ કે કયા કયા કાર્યમાં; કારણ કે ગાંધીજીએ એમના જીવનમાં એટલું બધું કર્યું છે ને કહ્યું છે કે એમાંથી જ પર-સ્પર વિરોધી કથનો ને કાર્યો શોધી શકાય. એમણે પોતે જ હમેશાં સુધારા-વધારા કર્યા કર્યા છે. ચારવિધ કાર્યક્રમમાથી ચૌદવિધ થયા છે ને એમાથી પણ કેટલા વિધ થશે તે કહેવાય નહીં. યંત્રના હળાહળ વિરોધી શરૂમાં હતા તેટલા આજે નથી. એનો અર્થ એવો નથી કે

ગાંધી વિચારણામા કશું સ્થિર નથી. હું ધારું છું, ગાંધી દર્શનમા સત્ય ને અહિંસા એ જેવાં અચળ તત્વો છે તેવા જ બે બાહ્ય અંગો લગભગ અચળ રહેવાના ને તે શ્રમ વિષે આદર ને આગ્રહ તથા વિકેન્દ્રિત અર્થરચના તરફ ઝોક.

આજે જાણે ચારે બાજુ વગર મહેનતે વધુમાં વધુ ભોગો પ્રાપ્ત કરવાનો પવન ચાલ્યો છે. તમને જો કોઇ એમ કહે કે તમને આંખો છે પણ જોવાનું નથી, નાક છે પણ સૂંઘવાનુ નથી તો તમે બળવો કરવાના. પણ હાથપગ ભલે રહ્યા પણ એણે મહેનત કરવાની જરૂર નથી તો તમારૂં મોઢું ખુશખુશાલ થઇ જવાનુ. સવારમા અમે ખેતરે જતા હોઇએ છીએ ત્યારે કોઈકવાર હાઇસ્કુલમા ભણતા જે વિદ્યાર્થીઓ રજા ગાળવા આવ્યા હોય છે તે મળે છે. હું પૂછું કે ક્યા ચાલ્યા ?

તો કહેશે 'જરાક ફરવા' સ્કૂલમા ભણ્યા હોય છે કે ' વોકીંગ ઇઝ ધી બેસ્ટ એક્સરસાઇઝ ' પણ એને થોડું જ કાઇ કહેવાનું છે કે 'ગ્રાઇન્ડીંગ ઇઝ ઓલસો એ બેસ્ટ એકસરસાઇઝ' એને કોણ કહે કે ભાઇ તારી બહેન પરોઢીયે ઘંટીએ બેસે છે તેને થોડી મદદ કરાવે તો એક પંથ ને દો કાજ થાય પણ અન્યની મહેનત લેવા, બીજાની કાંધ પર બેઠા બેઠા કિસાન મજૂર રાજ્યની વાતો કરવા એટલા ટેવાઇ ગયા છીએ કે મન થાય છે કે ' ટોકીંગ ઇઝ ધી બેસ્ટ એકસરસાઇઝ 'એ સૂત્ર હજી કેમ ચાલુ નથી થયું ?

જર્મનોએ પોતે જર્મનીમા સમાઇ શકે તેમ નથી માટે જીવવા માટે વધારે જમીન જોઇએ તેવું સૂત્ર ચલાવેલ ને એ પાયા પર આ બે યુદ્ધો લડ્યા.

મને થાય છે કે શું જર્મનો એટલા બુદ્ધિશાળી નથી કે એટલી જ જમીનમા વધારે અન્ન પેદા કરી સુખેથી રહી શકે ? જેમણે વી ૧ વી. ૨ બમ્બમરીનના જેવા કલ્પના થંભી જાય તેવા શસ્ત્રો શોધ્યા તે શું એક દાણાને બદલે બે દાણા શોધવાની હુશિયારી ન વાપરી શકે ?

તે જો વાપરે તો બીજાના મુવર્ણોની જરૂર શી ? પણ આજે તો અવળી ગંગા ચાલી છે. અમેરિકનો જો ૫૧ માળનાં મકાન બાંધે તો જર્મનોને થાય કે અમે ૫૨ માળનાં શા સારુ ન બાંધીએ ? અમેરીકનો જો રૂપાના ચમચે જમતા હોય તો જર્મનોને થાય કે અમે લાકડાના ચમચે શા સારુ જમીએ ? એને એમ નહીં થાય કે સોનાના ચમચે કંઇ વધુ સ્વાદ નહીં આવે. સ્વાદ તો ભોજનમાં કે સાચી ભૂખમાં છે એ વાત જ કોઇને નહિ યાદ આવે. આનો ઉપાય શો ? હાથમાં આંટણુ પડ્યા વિનાનું ખાવું તે અસંસ્કારીતું લક્ષણ છે એમ ન સમજાય ત્યા સુધી આ ચાલવાનું. આજે તો મોટા ભાગના જુવાનો નદીઓના ફોટા રાખવામાં ફેશન-સંસ્કારિતા સમજે છે.

વિકેન્દ્રિત અર્થ રચનાનો અર્થ ઘણા ખરા હાથ ઉદ્યોગ એટલો જ લે છે. આજની વસ્તીને સંસ્કારી જીવનનું ધોરણ આપણે આપવું હોય તો છેક જ હાથ ઉદ્યોગને વળગી રહીશું તો નહીં ચાલે, તેમ મને લાગે છે. જે વસ્તી-વધારો યંત્રયુગ આવ્યા પછી થયો છે તે હકીકતનો આપણે સામનો કરવો જ જોઈએ. ઉપરાંત મોટા ભાગની નીચલા થરની પ્રજા ચીન, હિન્દુસ્તાન ને એશિયાના અગણિત લોકો સાવ કંગાલ જીવન જીવે છે તે પણ મિટાવવું જ પડશે. પણ માણસને એની વ્યવસ્થા વચ્ચે આજે મોટું અંતર પડી ગયું છે.

ગામડીઆથી માંડીને તે રાજપુરુષ સુધીના સૌ આદિ અને અંત વિનાની ગૂંચવાડા ભરેલી જાળમાં જાણે ગોટવાઇ ગયા છે. નિવૃત્ત રાજપુરુષોનાં આત્મવૃત્તાંતો વાંચીએ તો આપણને દેખાશે કે નીચામાં નીચા નાગરિકને પોતાની સામે ઉભા થતા પ્રશ્નોમાં જે નિરાધારપણું ને સ્પષ્ટ માર્ગના અભાવે થતી મૂંઝવણો અનુભવાય છે તે જ ઉંચે બેઠેલા આગેવાનો પણ અનુભવે છે. વ્યવસ્થા એટલી જટિલ થઇ ગઇ છે કે એકેએક અંગ ઉપર ઝીણામાં ઝીણો કાબૂ જે માણસ પાસે ન હોય તે કશું જ ખાતરીપૂર્વક કહી નથી શકતો. ને સામાન્ય

માણસ ને એનું પ્રજારાજ્ય તો એવું ગોટવાઇ ગયાં છે કે એનો તો પત્તો જ નથી.

બ્રેઇલ્સફર્ડે 'શાંતિ કે માલિકી'માં એક એવો કિસ્સો ટાંકયો છે. ૧૪ ની લડાઇ પછી ચર્ચીલની મંડળીએ પાલમિન્ટ પાસેથી રીઝર્વ બેન્કના ગર્વનરને એવી સત્તા અપાવી કે જે બહારથી નિર્દોષ દેખાતી હતી પણ એને પરિણામે ઇંગ્લાંડના આમ વર્ગને લડાઇ દરમ્યાન જેટલું આર્થિક નુકશાન થયું હતું તેટલું જ નુકશાન થયું. હવે પાર્લામેન્ટ–સભ્યોનું જ્ઞાન પણ આમાં અપૂરતું થયું, તો સામાન્ય આદમીની તો વાત જ શી કરવી ? જેને માટે થઇને આ બધી જાન જોડી છે એ વ્યકિતનો જ આમા પત્તો લાગતો નથી કેન્દ્રીકરણ જ્યા સુધી રહેશે ત્યાં સુધી સામાન્ય માનવીનું રાજ્ય સંભવે કઇ રીતે ? સ્વતંત્રતા પણ કેવી ? થોડા વિશારદો–મેનેજરો–વ્યવસ્થાપકોનું જ એમાં ઉપજણ થાય. માણસની વિશિષ્ટતા એ વિચારી શકે છે, સૌંદર્ય માણી શકે છે, ને સૌની સાથે આત્મભાવ અનુભવી શકે છે એ છે. ચિંતન અને સર્જન માટે એ જન્મેલ છે. એક મહાકાય યંત્રમાં જડ સ્ક્રુ થવા માટે નહિ. મેનેજરોને માટે મજૂરો સ્ક્રુ જેવા જડ ને કહ્યાગરા થાય તે ભલે જરૂરી હોય–પણ મજૂરના વિકાસ માટે એ આદર્શ સ્થિતિ છે એમ કોઇ નહિ કહી શકે. ખાસ કરીને જીવનની મુખ્ય જરૂરિયાતો સંબંધમાં કેન્દ્રીકરણ કરવાથી માનવજાત પરાધીન બને છે. રેશનીંગ એનો નમૂનો છે. કેટલી લાચ ? કેટલો અધઃપાત ? કેટલી લાચારી એને લીધે પેઠાં છે કે યંત્રોત્પાદનને કેન્દ્રીકરણ બંને અનિવાર્યપણે સાથે સંકળાયેલાં નથી. વિજ્ઞાન મૂડીદારોના હાથમા હોવાથી એણે એવું જ શોધ્યા કર્યું છે કે જેથી થોડા માણસોના હાથમાં સત્તા ને ધન વધ્યા કરે. પણ યંત્રોત્પાદન ને વિકેન્દ્રીકરણ શકય છે. જાપાન, નોર્વે, સ્વીડન, સ્વીઝર્લાંડમાં વીજળીના ચાલતા ગૃહ ઉદ્યોગો એના નમૂના છે. હમણા જ

એવો એક અખતરો વાચવામા આવ્યો છે. તમે જાણતા હશો કે આપણે ખાતરના ખાડા કરીએ છીએ ને દરરોજ એ ખાડામા કચરો-છાણ વગેરે નાખીએ છીએ. ૬-૮ મહિને એ બધું સડીને તૈયાર થાય ત્યારે એને બહાર કાઢી ખેતરમા નાખીએ છીએ. હવે આ ખુલ્લા ખાડામા છાણમાથી એમોનિયા તો આખો વખત ચાલ્યો જ જતો હોય છે બીજો પણ એક ગેસ આ જ રીતે જતો હોય છે. મધ્યસ્થ સરકારના ખેતી સંશોધન ખાતાએ હમણા એવી શોધ કરી છે કે એ ખાડા પર જો હવાબધ ટાકી બાધી-પડખેની સંઘરાટાકી-એ ગેસ લઇ શકાય છે. ને પછી પીપ ભરી એ ગેસ બળતણ તરીકે-યંત્ર ચલાવનાર શકિત તરીકે વાપરી શકાય છે. છેલ્લા ચાર-પાચ વર્ષથી ખેતી ખાતાએ આના પ્રયોગો કર્યા છે. ને હવે એ સિદ્ધ પ્રયોગ તરીકે લોકો પાસે મૂકેલ છે. જો એ શકય હોય તો આ ભારે ક્રાતિકારી શોધ છે.

તમે કદાચ જાણતા હશો કે આપણે ત્યા બળતણને અભાવે લોકો છાણા બાળે છે. ને એને લીધે આપણી જમીનનો કસ ખાતરના અભાવે ઘટતો જાય છે. ખેતીવાડીની આબાદી ઇચ્છનારાઓને; આ છાણા બાળતા લોકોને કેમ અટકાવવા એ ભારે ચિંતાનો વિષય હતો. જંગલો ઓછાં થતા હતા. ખેડવાણ જમીન વધતી હતી ને બીજી બાજુ અમૂલ્ય ખાતર જેવું છાણ બળતણ તરીકે વપરાતુ હતું એ કેમ અટકાવવુ ? વિજ્ઞાન આ ઉડી જતા ગેસનો ઉપયોગ કરવાનું શીખવી એ મહાન પ્રશ્ન ઉકેલી દે છે. એને એ જ ગેસ પાણી ખેંચશે, મોટરો પણ એના વડે ચાલશે હિસાબ એવો ગણાયો છે કે એક ગાયના છાણનું ખાતર થઈ રહે તે દરમિયાન સોળ જણની રસોઇનું બળતણ જેટલો ગેસ આપી શકે. મુંબઇ મ્યુનિસિપાલિટીએ મળનું ખાતર થતા જે એમોનિયા છૂટે છે તે સંઘરીને મોટરો ચલાવવી શરૂ પણ કરી છે. હવે આખું ગામ એક જગ્યાએ ખાતર એકઠું કરે, ને

ત્યા ટાકી બાધી પાઇપો ગોઠવી એ શકિત વડે ઘર અજવાળે કે કૂવા માથી પાણી ખેચે, આમા અલબત્ત થોડી વૈજ્ઞાનિક આવડત જોશે યાન્ત્રિક કુશળતા જોશે પણ એ શકિત કોલસા કે વીજળી કરતા વિકેન્દ્રિત છે કારણ કે ઢોરનું છાણ ગામડે ગામડે મળવાનુ છે ને છતા આપણા ઉત્પાદનમા ખૂબ વેગ મળવાનો. એટમ બોમ્બના આ જમાનામા લોકોને સ્થાનિક શકિત પર આધાર રાખતા જેટલા કર્યા તેટલી ભારે સેવા થઇ. વિજ્ઞાન એમા જેટલી સહાય કરે તેટલી લેવામા ગાધી દર્શનને જરાય સંકોચ ન થાય.

તમે વિદ્યાર્થી-અવસ્થામા છો, દેશમા જ્ઞાનની ખતપૂર્વક ઉપાસના થઇ છે યમ રાજા પાસેથી જ્ઞાન મેળવવા જતા પણ નચિકેતાને થડકો નહોતો લાગ્યો તેમજ જાનસુતી રાજાને રૈકય જેવા ગાડાવાળાના પગ પાસે બેસતા ય સંકોચ નહોતો થયો નાના નાના મોજશોખો ને આકર્ષણોમા ખેચાયા વિના આ દૃષ્ટિએ પૂર્વ ને પશ્ચિમ બનેના સાચા ને ખોટા નેતાઓના જીવનનો અભ્યાસ કરજો એ જે કહે તેને સર્વના કલ્યાણની દૃષ્ટિએ કસજો. ને નક્કી થયા પછી એને વળગી રહેવા પ્રયાસ કરજો.

(૨૦)

# ગાંધી વિચારણા વિષે

**આ**પ સૌની પાસે આજે જે કહેવા ઊભો થયો છું, તે કહું તે પહેલા એક બે સ્પષ્ટતા કરી લેવાની રજા લઉં છું.

આજે હું આપ સૌની પાસે ગાંધી-જયંતિ અંગે આવ્યો છું તે, આપ સૌ અધિકારીઓ છો તે ગણતરીએ નહિ, પણ આપ સૌ સમાજનું સંચાલન કરનાર બુદ્ધિશાળી વર્ગના એક ભાગરૂપ છો, તે દૃષ્ટિએ. હું ધારું છું ને ઇતિહાસ સાક્ષી પૂરશે કે કોઇ પણ સંસ્કૃતિ, સમાજ કે સંસ્થા છિન્નભિન્ન બને તે પહેલા તે સંસ્કૃતિ, સમાજ કે સંસ્થાનુ સંચાલન કરનાર બુદ્ધિશાળી વર્ગની બુદ્ધિ છિન્નભિન્ન બની જાય છે. સંચાલન કરનાર બુદ્ધિશાળી વર્ગની પ્રજ્ઞા જ્યાસુધી સાબૂત હોય ત્યાસુધી તે સંસ્થા, સમાજ કે તંત્ર છિન્નભિન્ન થતા નથી

મરાઠી યુગના અંત વખતે પેશવાઇના એક સમર્થ સેનાપતિ પરશુરામ ભાઉની દીકરી આઠ વરસની ઉમ્મરે વિધવા થઇ હતી. તે જોઇને સેનાપતિનો જીવ ખૂબ કકળતો હતો તેનું પુનર્લગ્ન થાય કે નહિ તે માટે તેણે ભારતભરની પંડિત-સભાઓને પૂછાવેલુ. પણ કોઇ પંડિત-સભાએ હા પાડેલી નહીં. છેવટે એક પંડિતે હા પાડી. તો પણ પરશુરામ ભાઉની હિમ્મત ન ચાલી. આ છે સંચાલક બુદ્ધિ-જીવીઓનો પક્ષપાત મુગલ-શાસનના અંતકાળે પણ આ પક્ષ-

ધાત માફ દેખાય છે

આપણે પણ સંસ્કૃતિના સર્વનાશના કાંઠે ઊભા છીએ, તેમ જગતના ક્રાંતદર્શી પુરુષો કહે છે એવે વખતે બુદ્ધિશાળી વર્ગમાંના એક તરીકે થોડા વાતો કરવાની તક લેવા અહીં ઊભો થયો છું

બીજી સ્પષ્ટતા એ કરી લઉં કે કોંગ્રેસી કે કોંગ્રેસ તરફી સહાનુભૂતિ ધરાવનાર તરીકે પણ આપની સમક્ષ હું આવ્યો નથી સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ એ રચનાત્મક કામ કરનારી સંસ્થા છે ને એમાં પડેલા અમે તો માનીએ છીએ કે રચનાત્મક કામ રાજકીય કામ સાથે સેળભેળ ન થાય તે ઇષ્ટ ને જરૂરી છે રાજકીય કાર્યની જરૂર છે રાજકર્તા-વર્ગની સહાનુભૂતિ બીજા સૌના જેટલી ઉત્સાહપ્રેરક છે પણ રચનાત્મક કામ નથી રાજકીય કામ કે નથી તેના ટેકે ચાલતુ કામ, તેને ટેકે ચાલશે તે દિવસે રચનાત્મક કામ તેજ વગરનું બની જશે

આ રચનાત્મક કામનો અર્થ શું છે? રચનાત્મક કામ મનોરચના બદલનારુ કામ છે અહિંસક સંસ્કૃતિ રચવાનુ, ને અહિંસક નાગરિક વિના અહિંસક સમાજ બને કેમ? પ્લેટોએ ન્યાયી સમાજની શોધ કરતા એમ ઠરાવ્યુ છે કે ન્યાયી નાગરિક વિના ન્યાયી સમાજ શક્ય નથી ને ન્યાયી નાગરિકને સર્જશે કેળવણી એટલે એણે રાજ-નીતિનો ગ્રંથ લખતા લખતા કેળવણીનો ગ્રંથ લખી નાખ્યો

રાજકીય કામનું લક્ષ્ય છે રાજસત્તા હાથ કરવાનુ, ને રાજ્ય ચાલે છે દંડભયે રાજ્યનુ દંડ-શાસન એ હથિયાર છે આને પરિણામે રચનાત્મક કામ ને રાજકીય કામ વચ્ચે ઘણીવાર વિરોધ થઈ જાય છે એકનુ લક્ષ્ય છે દંડ વડે શાસન ને બીજાનુ લક્ષ્ય જ છે અરાજ્યવાદ થોરોએ સારા રાજ્યની વ્યાખ્યા કરી કે ઓછામાં ઓછું રાજ્ય કરવાની જેને જરૂર રહે તે સારુ રાજ્ય ગાંધીજીએ આ વાક્યને પોતાનો મુદ્રાલેખ ગણેલો ને તેના પર

રાજકીય વિકેંદ્રીકરણની હિમાયત કરેલી.

એટલે જેણે મુખ્યત્વે રચનાત્મક કામ, મનનો ફેરફાર કરવાનું કામ સ્વીકાર્યું છે, તેણે શાસનબળે ફેરફાર કરવાનો વિચાર છોડવો પડશે.

પણ લાલચ જીતવી મુશ્કેલ હોય છે. ખાસ કરીને ઉત્સાહી સુધારકો ને પાગલ ક્રાંતિકારીઓ માટે રાજસત્તાના જોરે લોકોમાં ફેરફાર કરી નાખી નંદનવન ઉતારવાની લાલચ જતી કરવી મુશ્કેલ છે.

પણ રચનાત્મક કામને સમજનારા એને વશ થતા નથી; કારણ કે એમને ખબર હોય છે કે મનને શાસન કે ભય વડે જીતવા જઈએ તો એમાં મન ઊલટું વિમુખ બની જાય છે. બળાત્કાર વડે મનનો પ્રકાશ ઢંકાઈ જાય છે.

ઇતિહાસમાં આના પણ અખતરા થયા છે. અશોક બુદ્ધધર્મી હતો. તેને ખાતરી હતી કે ભગવાન તથાગતના ધર્મ વિના જગતમાં શાંતિ સ્થાપવી મુશ્કેલ છે. એટલે એણે બૌદ્ધ–ધર્મને રાજ–ધર્મનું સ્થાન આપ્યું ને પોતાનો સમગ્ર ખજાનો ને લાગવગ તેને આપ્યાં. રાજ્યની લાગવગને પરિણામે સ્થૂલ બૌદ્ધધર્મ એશિયામાં વિસ્તર્યો. તેનાં પરિણામો પણ સારાં આવ્યાં.

પણ તેણે એક નવો કુવિચાર પણ દાખલ કર્યો, ને તે રાજ–સત્તાને જોરે ધર્મ ફેલાવવાનો. ધર્મે તેના પોતાના પગ પર ઊભા રહેવાનું હતું તે ભુલાઇ ગયું. પછી દરેક ધર્મવાળાનું કામ ફક્ત એકાદ રાજા–મહારાજાને સકંજામાં લેવાનું જ રહ્યું.

બુદ્ધના સમયમાં એકલા બિહારમાં નાના મોટા આઠ પંથો હતા. રાજા એક ધર્મનો હોય ને રાણી બીજા ધર્મની હોય તેવા કિસ્સા છે. કારણ કે ધર્મે પોતાના સ્વતઃમૂલ્ય પર જીવવું તેમ મનાતું હતું. પણ જેવું અશોકે પોતાના રાજ્યનું બળ બૌદ્ધધર્મને આપ્યું કે તરત બીજા ધર્મો સામે એને વિશેષાધિકાર (વેટેજ) મળ્યો. સૌ ધર્મોને પોતાની શુદ્ધિ કરવાનું મૂકી રાજ્યાશ્રય મેળવવાનું સૂઝયું. અશોકના

છોકરા સપત્તિએ જૈન ધર્મને આશ્રય આપ્યો. દક્ષિણના કેટલાક રાજાઓએ શૈવધર્મને રાજ્યધર્મ બનાવી જૈનો પર અત્યાચારો કર્યા શુગવશી પુષ્યમિત્રે તો બૌદ્ધ સાધુઓને વીણી વીણીને માર્યા અશોકે સહિષ્ણુતાપૂર્વક જે ભૂલ કરી તેના આ પ્રત્યોઘાતો ઊઠયા. ધર્મ ને બળ-પ્રયોગ બને એક થતા ધર્મની સુગધ ચાલી ગઇ ને બળ-પ્રયોગને એક ઓઠુ મળ્યુ.

ઇતિહાસનો આ બોધપાઠ રચનાત્મક કામને રાજ્યથી અલગ રાખવાનુ શીખવે છે કારણ કે આખરે રચનાત્મક કામ એ નથી રેટિયામા કે નથી ખાદીમા એ તો છે માનવીના મન ને આત્માના કર્મયોગ દ્વારા ઘડવાનો કાર્યક્રમ એટલે કે ધાર્મિક હિલચાલ છે ને હૃદય-પરિવર્તન બળાત્કાર દ્વારા થઇ શકતુ નથી રાજ્ય આપણે ખાદી પહેરતા કરી શકે, કારણ કે બાહ્ય ક્રિયા છે. રાજ્ય ઘાણાઓ બધ કરી ઘાણીનુ તેલ વાપરતા કરી શકે, પણ આપણે પ્રેમાળ કે નિર્મળ અતઃકરણવાળા હુકમ દ્વારા કેમ કરી શકે? ત્યા બળ-પ્રયોગ નકામો છે હૃદયના વિકાસમા બળ-પ્રયોગ હોઇ ન શકે, રચનાત્મક કામનો આખરી હેતુ એક એકાર ડોશીને થોડા આના આપવાનો નથી, પણ એ ડોશીને વિશ્વના સૌ માનવીઓ સાથે એક્તા અનુભવી, તેને પોષક એવો જીવન-વ્યવહાર ગોઠવતા શીખવવાનો છે એટલે કે હૃદયનો વિકાસ કરી, ચિત્તશુદ્ધિ કરી, કર્મયોગને માર્ગે લેવાનો છે આ વાત બળ-પ્રયોગ સાથે એકરૂપ કેમ થઇ શકે?

આથી મે આપની પાસે સ્પષ્ટતા કરી કે રચનાત્મક પ્રવૃત્તિને રાજકીય પક્ષ સાથે કોઇ સધાન નથી એ તો એક ચિરતન પ્રવૃત્તિ છે પક્ષો આવશે ને જશે

આના અર્થ એમ નથી કે રચનાત્મક કાર્યકરોને કોઇ પક્ષની સહાનભૂતિની કિમત નથી પણ રાજ્ય મૂળે બળ-પ્રયોગની સસ્થા હોવાથી રચનાત્મક કામ તેની સાથે જોડાઇ ન શકે.

આ વાત જો આપના ખ્યાલમાં આવી હોય તો આપ સમજી શકશો કે ઓછામાં ઓછું શાસન કરે તે રાજ્ય સારું, એમ ગાંધીજી શા માટે કહેતા હતા. તેમણે મનુષ્યને ને તે મનુષ્યના પણ શરીર, મન, બુદ્ધિ અને આત્માના સંતુલિત વિકાસને કેંદ્રમાં રાખીને સમાજ રચનાનો પ્રશ્ન વિચાર્યો હતો. આમાં એમને દેખાયું હતું કે વર્તમાન સમાજ કે રાજ્યરચનામાં, જેને માટે એ ચાલે છે તે જ કેન્દ્રમાં નથી. આપણાં કારખાનાઓના કેન્દ્રમાં મજૂરો નથી, સસ્તું ઉત્પાદન છે. આપણી કેળવણીમાં કેંદ્રમાં બાળક નથી પણ એક અતિ અલ્પ વર્ગને ઉપયોગી એવો અભ્યાસક્રમ છે. આપણા રાજ્યતંત્રમાં પણ નાગરિકને બદલે કાર્યક્ષમતા કેંદ્રમાં છે. માણસ ઉપર એની વ્યવસ્થા સવાર થઈ બેઠી છે. માણસના ઉપર કહ્યા તેવા વિકાસને કેંદ્રમાં રાખીને અર્થ-રચના, કેળવણી, જ્ઞાન-વિજ્ઞાન, રાજ્ય, બધાને પલટવાનું કામ રચનાત્મક પ્રવૃત્તિ છે. એમાં મર્યાદા સત્ય અને અહિંસાની છે. કારણ કે અસત્ય ને હિંસા જેવાં સ્વીકાર્યાં કે તુરત શરીર, મન, બુદ્ધિ ને આત્મા, સૌનો સંતુલિત વિકાસ કરે તેનું નામ જ પ્રગતિ, તે વ્યાખ્યા છોડી દેવી પડે.

મિલો પણ કાપડ ઉત્પન્ન કરે છે ને રેંટિયા-સાળ પણ કાપડ બનાવે છે. બન્નેમાં ગતિ છે; પણ આ દેશ માટે પ્રગતિ તો રેંટિયામાં જ છે.

ગામોગામ-યંત્ર-ઘંટી દાખલ થઈ જાય છે, એક યંત્ર-ઘંટી આવી એટલે પાંચ દસ ડોશીઓનો રોટલો ટાળ્યો. જે ડોશી સાઠ વર્ષની અવસ્થાએ સ્વાવલંબી હતી તેને રસ્તા પરની ભિખારણ બનાવી. આને પ્રગતિ શી રીતે કહેવી? ઘંટીવાળો જો પોતે કમાય ને ઉપરાંત ડોશીઓને મળતી હતી એટલી રકમ અન્ય કોઈ કામ માટે આપી શકે ને છતાં લોકોને દળાવવાનું સસ્તું પડે ત્યારે તેણે પ્રગતિ કરી ગણાય.

પણ આજે આપણે લોકશાહી લાવ્યા છીએ. સૌને સમાન અધિકાર આપ્યાં છે, પણ તેનો અમલ થતો નથી. આ અધિકારનો અમલ તો અસમાન ધન-વહેંચણીના પરિણામે એક નાગરિક બીજા નાગરિકનો ધંધો ઝૂંટવી લેવામાં કરે છે. મદ્રાસના વીસ લાખ વણકરોનો ધંધો મિલોએ લઇ લીધો છે. આ વીસ લાખ માણસો મૂંગા નહિ રહે. આપખુદ રાજ્યમાં દમનને જોરે તેઓ મૂંગા રહ્યા હતા. આપણે ત્યાં તો એ થોડાં વર્ષમાં બીજા લોક-શાહી દેશોની જેમ રોટી કાં કામ માગશે. રાજ્યે તેને ડોલ આપવી પડશે આ ડોનના–જીવનવેતનના–પૈસા આજે તે વણીને, કાંતીને, ખાંડીને, ઘાણી પીલીને, રંગીને, છાપીને, ધો વેચીને મેળવી રહેલ છે. આપણી મિલો, વેજીટેબલના કારખાનાં, નાનામોટાં કારખાનાં આ બધાંને ભોં ભેગાં કરી રહ્યા છે, ને આપણે ઉત્પાદન ને પ્રગતિને નામે તે ક્રિયાને વેગ આપી રહ્યા છીએ. ખાદી ને ગ્રામોદ્યોગનો કાર્યક્રમ માનવીના સ્વમાન ને જીવતરના સૌથી પ્રથમ અધિકાર–કામદ્વારા રોટીનો કાર્યક્રમ છે.

વસ્તીથી ભરચક આ દેશમાં વરસના પાંચ મહિના બેકાર બેસી રહેતા કરોડો ખેડૂતોના આ દેશમાં એની અવગણના કરીને આપણે કશું પામશું નહિ અથવા તો પેલા યંત્રોવાળા પર કર નાખી અનેક ચોપડામાં તેને જમા–ઉધાર કરી, અનેક કારકુનો મારફત ડોલ રૂપે તે બેકારોને આપણે પૈસા આપવા જ પડશે, બેકારો પાસેથી કામ લીધા સિવાય આપવા પડશે.

ગાંધીજીની ખાદી ને ગ્રામોદ્યોગની વાત સ્વયંસંચાલિત યંત્ર જેવી છે. તે સ્થળ પર આપોઆપ કામ આવે છે ને આપોઆપ ધનની વહેંચણી કરી અસમાનતા દૂર કરે છે. આપણી વસ્તી ઘણી ઓછી હોત ને જમીન ઘણી વધારે હોત તો જુદી વાત હતી. અથવા ભવિષ્યમાં આજે દસપંદર ટકા ખેડૂતો પાસે પીતના ખેતી છે તેની જગ્યાએ સો ટકા માટે પીતની જમીન થાય. તે દહાડે જુદી વાત

છે, પણ તેમ છતા હજુ પચાસ વરસ જશે, ને તે દિવસે પણ આ એટમયુગમા અન્ન અને વસ્ત્રનું સ્વાવલંબન જ દેશના રક્ષણની મોટી દીવાલ બનશે અલબત્ત જાપાનની જેમ ઘરે ઘરે કે ગામે,ગામ મધ-મારી વીજળી દ્વારા નાના યંત્રો વાપરવામા આપણને વાંધો નહિ હોય.

ગાંધી–વિચારણા વિષે–છેવટે એક વાત કહી દઉં આ વિચારણા સમગ્ર સ્વરૂપે જોવી કે લેવી જોઇએ. તેની આર્થિક, રાજકીય ને તાત્ત્વિક વિચારણા એકબીજા સાથે અનુસ્યૂતપણે સંકળાયેલી છે, તેને છૂટી પાડીને લઇ શકશું નહિ. ખાટલાને ચાર પાયા હોય છે તેમાનો એક પાયો જો ઓછો હોય તો ખાટલો સૂવાના કામમા ખપ ન લાગે તેવું ગાંધી–વિચારણાનું સમજવું જોઇએ. એનો પાયો તેની તાત્ત્વિક ભૂમિકા એટલે મનુષ્ય–જીવનના વિકાસ વિષેની કલ્પના છે, ને તેના પર અન્ય મજલા ઊભા કર્યા છે. મળંગસૂત્ર સ્થાપત્યના ટુકડા કરવાથી હેતુ સરતો નથી. બીજું, દરેક વિચારણામા અમુક ચિરંતન તત્ત્વ હોય છે ને અમુક તે કાળની પરિસ્થિતિમા ઊભું થયેલું હોય છે તે કાળના પરિસ્થિતિમાથી ઊભુ થયેલુ તત્ત્વ પરિસ્થિતિ બદલાતા કામનુ રહેતુ નથી. ગાંધી–વિચારણામા પણ બને તત્ત્વો છે. મારી દૃષ્ટિએ એમની વિચારણામા બે તત્ત્વો ચિરંતન છે એક સાધન–શુદ્ધિ ને બીજુ વિકેન્દ્રીકરણ ને તે જ બે નવી વસ્તુઓ તેમણે સમાજ–વિજ્ઞાન અને મનોવિજ્ઞાનમા ઉમેરી છે

આ સદીમા બે મોટા બનાવો લેખાશે એક એટમબોમ્બ ને બીજો ગાંધી–વિચારણા. આ વાત સમજશું તો આપણને માર્ગ મળી રહેશે

(જામનગરમા અધિકારીવર્ગની સભામા આપેલ વ્યાખ્યાન–૧૯૫૨)

## (૨૧)

# આપણી સબળાઈ ને નબળાઈ

ઘણીવાર એવો વિચાર આવે છે કે આપણો દેશ આવડો મોટો છે-રશિયા સિવાયના યુરોપખંડ જેવડો. તેમા કોઇ એકચક્રી રાજસત્તા તો હતી નહિ; તેમ નહોતી દેશને આકળની રેખાઓ. અનેક રાજ્યોના સીમાડામાં આ દેશ વહેંચાયેલો હતો. ભાષાઓ વિવિધ હતી, ને વિવિધ પહેરવેશ હતા. આ બધું છતાંયે અહીં આટલી સદીઓ સુધી આવી શાંતિ કેમ જળવાઇ છે? યુરોપ રશિયા બાદ જતા આપણા જેવડો ખંડ છે, તેમાં છેલ્લા ત્રણ ચાર સૈકામા કેટલા ભીષણ યુદ્ધો થયા છે! સો વર્ષની લડાઇ! ત્રીશ વર્ષની લડાઇ! સાત વર્ષની લડાઇ! પહેલું મહાયુદ્ધ! બીજું મહાયુદ્ધ! આ તો મોટી લડાઇઓ, નાની નાની લડાઇની વાતો જવા દઇએ, એના પ્રમાણમા અહીં કેમ ઓછા યુદ્ધો થયા છે?

ભૂમિ તો બધે જ લગભગ સરખી હોય છે. લોખંડ ચૂનો, ફોસ્ફરસ વગેરે દ્રવ્યો બધી જમીનમા હોય છે, પણ આંબો તેમાથી મીઠાશમા મદદગાર થાય તેવા જ તત્ત્વો લે છે. આમલી ખાટા-તૂરા સ્વાદને જન્મ આપે તેવા તત્ત્વો લે છે; શેરડી જમીનમાથી ખાંડ બનાવે છે, ને તે જ જમીનઆકાશમાથી લીમડો કડવી લીંબોળી બનાવે છે.

પ્રજાઓનુ પણ કાંઇક આવુ તો નહીં હોય? જેટલા પ્રવાસીઓ આવી ગયા તે બધા એક સુરે કહેતા ગયા છે કે ભારતવાસીઓ

શાંતિપ્રિય છે ઝઘડાળુ નથી, આતિથ્યશીલ છે

ભારતવર્ષની સામાન્ય જનતાના આ સ્વભાવને ઘડવામાં સંતોએ બહુ મોટો ફાળો આપ્યો દેખાય છે સંતોનો વારસો અહીં અતૂટ પણે ચાલ્યા કર્યો દેખાય છે અમણે કાંઇક એવો રસ ચખાડ્યો દેખાય છે કે તામાન ઝઘડાનો રસ ફીકો લાગ્યો હશે સંતો પ્રેમરસના ઉપાસક, ઇશ્ક અલ્લાહનું નામ છે ઇશ્ક જ અલ્લાહનો રંગ છે, ને ઇશ્ક જ અલ્લાહનું વતન છે ”

એ સંતોની વિશિષ્ટતા એ ત્રણ હતી તેઓ મંદિરો કે ક્રિયાકાંડને મહત્ત્વ ન આપતા, ન્યાતજાતને તુચ્છ ગણતા, દેશના બંધનોનો પણ તેમણે અસ્વીકાર કર્યો હતો, તેમને મન ‘ઢાઇ અક્ષર પ્રેમકા’ તેનું મહત્ત્વ હતું

પંડિતાઇ ક્રિયાકાંડ, મંદિર ન્યાત-જાતને ફોફા ગણનારા આ સંતોની પરંપરા સતત ચાલુ રહી છે તે આપણી પ્રજાનું સદ્‌ભાગ્ય છે

જેમ ધીરો ધીરો-ઝીણો વરસાદ ધોધમાર વરસાદ કરતા જમીનમાં વધારે પચે છે, ને સરવાળે વધારે ઉપયોગી થાય છે તેમ આ અનેક નામી અનામી સંતોનું કામ આપણને મોટા પેગંબરો કે પ્રતિભાસંપન્નો કરતા વધારે ઉપયોગી થયું છે તેમની વિશાળ સંખ્યા સતત આ દેશમાં ન વિચર્યા કરી હોત તો શાંતિપ્રિયતાનો ઉદારતાનો સત્યની વ્યાપકતા ને વૈવિધ્યનો સંસ્કારપૂટ આપણી આ પ્રજાને ન ચડયા હોત

મનુષ્યસમાજ કાં તો પરશાસન વડે ચાલે છે ને કાં તો આત્મશાસન વડે ચાલે છે સમાજમાં કાંઇક ને કાંઇક નિયમન જોઇએ છે આ નિયમન કાં તો રાજ્ય જેવી કોઇ સંસ્થા લાદે ને, કાં તો લોકો પોતે જ તેનું નિયમન સમજપૂર્વક પોતાની જાત ઉપર મૂકે આવું સ્વયં-નિયમન હોય ત્યારે નિયમન તે શાસન નથી રહેતું પણ વહીવટ બની જાય છે, જેને શાસનનિરપેક્ષ કે શાસનમુક્ત સમાજ કહીએ છીએ તે

વધુમાં વધુ આત્મશાસિત સમાજ હોય છે. જ્યા પરનિયમનનો અભાવ હોય ને છતા જ્યા શાતિ–સમૃદ્ધિ હોય ત્યા આવું આત્મશાસન હોય જ.

આત્મશાસન–સ્વયંનિયમન ત્યારે જ આવી શકે છે કે જ્યારે સ્વયંનિયમન મૂકનાર વ્યક્તિને આતરિક સુખનો એમાં અનુભવ થાય છે. ઇંદ્રિયોનું દમન આતરિક આનંદનુ સાધન ન હોય ત્યાં ક્ષણિક ને પ્રત્યાઘાત નિપજાવનારું નીવડે છે. તેનું જ અહંકારનું વિસર્જન, કે અહંકારનું શમન ત્યારે જ સહજ બને છે કે જ્યારે વ્યક્તિત્વના વિસર્જનની સાથોસાથ વિશ્વાત્માના તેજપુંજનો આભાસ મળે, શબ્દ કે તર્કની જાદુગરીથી આ બની શકતુ નથી.

સંતો આ બંને અનુભવો આપનાર મર્મીઓ હતા. તેમણે પોતાની આજુબાજુના લોકોને આ આતરિક શાતિની અલ્પમાત્રા પણ આપી હતી તેથી જ આ દેશમા નિરૂપદ્રવી સમાજ ચાલ્યા કર્યો–અર્ધા રાજ્યને બદલે એક ગામથી પણ ચલાવી લેવાની સુધિષ્ઠિરવૃત્તિ ખીલવી શકાઇ.

પણ ભારતની જેમ આ લાક્ષણિકતા આપણને ચકિત કરી મૂકે છે તેમ જ એક બીજી લાક્ષણિકતા આપણને મૂંઝવે પણ છે ઘણીવાર થાય છે કે આવડો મોટો દેશ, આવડી મોટી વસ્તી, આટલા જબ્બર પહાડો, આવી વિશાળ નદીઓ, આવા ઘનઘોર જંગલો, આવો વિશાળ દરિયાકાંઠો–આટઆટલું કોને મળ્યુ છે! ને છતા આ દેશ સૈકાઓથી પરાધીન કેમ? અંગ્રેજો સુધીમા હતા છતાં આપણે પરાધીન થયા, મુસ્લિમો પણ ગણ્યાગાંઠ્યા હતા છતા આપણે હાર્યે ગયા ને તે પહેલા પણ શકો, હુણો, તુખારો ને બધા ભલે આપણા ધર્મના બન્યા, પણ છેવટે તેઓ રાજા તો થયા.

આટઆટલી સમૃદ્ધિ ને સસ્કારિતા હોવા છતા આપણે કેમ વારે વારે હાર્યા છીએ! ત્યારે થાય છે કે આપણે કયાંક ભૂલ ખાધી હોવી જોઇએ–ભારે ભૂલ ખાધી હોવી જોઇએ સદ્ગુણના વૃક્ષને મીઠાં ફળો જ આવે, પરાધીનતાનુ કડવું ફળ કયા દુર્ગુણને આભારી છે?

એક કારણ તો એ દેખાય છે કે દેશની સામાન્ય જનતાએ સંતોની વાણી તરફ ગમે તેટલો ભાવ રાખ્યો હોય પણ કરતાકારવતા વર્ગોએ તેના તરફ શરૂઆતમાં વિરોધ ને ન છૂટકે ઉપેક્ષાવૃત્તિ જ બતાવી છે. નીચલાવર્ગોને જે પ્રિય તે ઉપલા વર્ગોને જાણે અપ્રિય હોય તેવું અવારનવાર બન્યું છે. આ જ કારણે કરતાકારવતા વર્ગોને નીચલા લોકોનો ટેકો અણીની પળે મળ્યો દેખાતો નથી.

પણ પરાધીનતા માટે આટલું જ કારણ પૂરતું નથી. પણ ખુદ સામાન્ય જનતાની અંદર પણ, ને સંતવિચારણામાં પણ કંઇક ખામી હોવી જોઇએ.

અલબેરૂની બહુ વિચક્ષણ પ્રવાસી હતો. આપણા સમાજનું તેનું અવલોકન ઊંડું હતું. તેણે અહીંના લોકોના વખાણ કર્યાં છે. આતિથ્યના, કલા કારીગરીના, સુઘડતાના ને વિનયના પણ વખાણ કર્યાં પછી તે કહે છે કે "આ લોકોમાં એક અવગુણ છે. તેઓ એમ માને છે કે અમે બધું જાણીએ છીએ. અમારે બીજાની પાસેથી કશું શીખવાનું નથી. જો તેઓમાં આ એક અવગુણ ન હોત તો તેઓ ઘણા આગળ વધી શકે ને પછી કહે છે કે તેમના પૂર્વજો આવા નહોતા."

અલબેરૂનીનું આ અવલોકન ઘણું સાચું દેખાય છે. આપણે બીજાઓ પાસેથી પણ શીખવા જેટલા નમ્ર ને જાગ્રત નથી રહ્યા.

અંગ્રેજોએ આ દેશમાં સત્તા જમાવી તે પહેલાં ઘણાં વર્ષોથી અહીં વ્યાપાર કરતા હતા તે ડચ, ફ્રેંચ સૌ યુરોપીયનો લિમિટેડ કંપની કાઢીને વ્યાપાર ચલાવતા હતા. આપણા વેપારીઓએ તે જોયું હશે, રોજ જોતા હશે છતાં કોઇને લિમિટેડ કંપની કાઢવાનું કેમ ન સૂઝયું ? વેપારી ગૌથી ડાહી કોમ તેમાં પણ આ ડહાપણ ન સૂઝ્યું ? તો બીજાનું શું ? ગંગા સુકાઇ જાય તો ઝરણાની વાત શી ?

નાનાફડનવીસ પોર્તુગીઝો પાસેથી તોપો ખરીદતો. કોઇએ એમ કહ્યું કે તેની પાસેથી તોપો ખરીદીએ તો તે સારી સારી પોતે રાખીને બીજા નંબરની આપણને આપશે. તેના કરતાં આપણે જ તોપોનું કારખાનું શા સારુ ન કાઢીએ?

નાનાફડનવીસે કહ્યું: આપણે તોપો બનાવવા જશું તો મોંઘી પડશે. તેની પાસેથી લેવી સસ્તી પડશે.

આ નાનાફડનવીસ તે વખતનો શ્રેષ્ઠ મુત્સદ્દી હતો.

કવાયતી સૈન્ય બીનકવાયતી સૈન્યને હરાવે છે એમ સેંકડો અનુભવે સૌ રાજ્યોએ જોયેલું છતાં કેટલાં રજવાડાંઓએ તે ઢબે જ સૈન્ય ઊભું કરવા જૂની સૈન્ય પદ્ધતિનું વિસર્જન કર્યું?

અનધ્યાયવૃત્તિ જાણે આપણું ખાસ લક્ષણ હતું. ને જે નિત્ય અધ્યયન-પરિસ્થિતિનું અધ્યયન કરતો નથી તેને પરિસ્થિતિ છેવટે ખાઇ જાય છે. પણ સહેજ જુદી રીતે વિચારીએ-ઇંગ્લાંડ અહીંથી હજારો માઇલ દૂર હતું. તેનો રાજા, તેની ધારાસભા, તેની કારોબારી અહીંથી હજારો ગાઉ દૂર હતાં, છતાં તેના કોઇ પણ સેનાપતિએ, ગવર્નરે, અહીં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા બળવો કેમ ન કર્યો? ને એથી ઊલટપક્ષે પૂના નજીક હોવા છતાં ગાયકવાડ, કોલ્હાપુરે સૌએ શા સારુ બળવા જ કર્યા કર્યા?

કારણ એક દેખાય છે. ઉપલાઓમાં સત્તાનો લોભ; ને નીચલા-ઓમાં સત્તાની તામસિક નિસ્પૃહતા. બંને અસામાજિકતાનાં લક્ષણો છે. રાજાને મન તો રાજ્ય પ્રજાનું નથી પણ પ્રજાને મન પણ રાજ-સત્તાનો પલટો એ સામાજિક પ્રશ્ન જ નથી. સામાજિક ને રાજકીય જવાબદારીઓનો ઉપલા ને નીચલા બંને વર્ગોમાં અભાવ છે તેથી જ મૂઠીભર આગન્તુક લાખો સ્વદેશ વાસીઓ પરાધીન કરી શકે છે. હૃદય બંધ પડી જાય પણ બ્રહ્મરંધ્રમાં જીવ હોય ત્યાં સુધી પુનર્જીવનની આશા રહે છે. પણ બંનેમાંથી જીવ ઊડી જાય પછી તો શરીરને બાળવાનું

જ બાકી રહે છે.

એક સદાશિવરાવ હાથી પરથી ઊતરે એટલે સેના નાસવા માંડે તે શું બતાવે છે? દેશ નાસનારાઓનો નથી. ને તેઓમાં સમજ નથી કે જેનો દેશ જાય તેનો સમાજ પણ ધીમે ધીમે જાય. તેમાંથી જ કહેવતો જન્મે કે "પંચની ભેંસને કીડા પડે." આધ્યાત્મિક, સામાજિક ને રાજકીય જીવન સંકળાયેલાં છે તેની આપણને સમજ નહોતી.

સંતોને પહેલાં બેને સંબંધ છે તેની કાંઇક જાણ હતી. પણ પલટાતા યુગમાં આ ત્રણેના અનુસંધાનની જાણ કોઇને નહોતી. કારણ કે કોઇ નવું શીખવા અવલોકવા જેટલા નમ્ર થવા તૈયાર નહોતા.

ગાધીજીએ આ તૂટતી કડી ઉમેરી. તેમણે કહ્યું કે ધર્મ, અર્થ ને સ્વરાજ ત્રણે સાથે મળવાં જોઇએ.

વિનોબાજી જ્યારે "ભૂમિદાન દ્વારા વિશ્વશાંતિ" એ સૂત્ર ઉચ્ચારે છે ત્યારે તે શાંતિપ્રિય સંતોની પ્રણાલિને તો આગળ લે જ છે, પણ તેની ઊણપને પૂરી કરે છે કે શાંતિ પણ સામાજિક ને રાજકીય પરિસ્થિતિને આગળ લેનારી હોવી જોઇએ. શાંતિ પણ સાર્વભૌમને અવિભાજ્ય સમજવી જોઇએ.

(૨૨)

# માત્ર ભૌતિક સમૃદ્ધિ બસ નથી

આપણે પચવર્ષીય યોજના દ્વારા જેમ મોટી મોટી યોજનાઓ અમલમા મૂકી દેશને સમૃદ્ધ કરવા માગીએ છીએ વિજ્ઞાનની મદદથી જમીનના ખનિજો શોધી કાઢી આપણી ભૌતિક સમૃદ્ધિ વધારવા માગીએ છીએ એ જ રીતે માણસના મનને પણ યેગ્ય રીતે કેળવી સમૃદ્ધ બનાવવુ જોઇશે માણસના મનમા જે ખનિજો પડ્યા છે તેના પ્રમાણમાં ભૌતિક ખનિજો કાઇ વિસાતમા નથી યોજનાઓ દ્વારા આપણે સમૃદ્ધિ વધારવા માગીએ છીએ તે કોને માટે ? મનુષ્ય માટે જ ને ? તો પછી આ સમૃદ્ધિ ને ભગવડોનો ઉપભોગ કરનાર જે મનુષ્ય છે તેને ભૂલવો પડશે કે નહી ? આ સમૃદ્ધિને ટકાવી રાખનાર પણ મનુષ્ય જ છે ને ? આ માટે મનુષ્યશક્તિને એકત્રિત કરવાની જરૂર છે અને તેનુ શિક્ષણ આપવાનો દાવો નઇ તાલીમનો છે

માત્ર ભૌતિક સમૃદ્ધિથી કોઇ દેશ બચી શકે ખરો ? ઈ સ ૧૪૮૮મા વાસ્કો ડી ગામા હિન્દને કાંઠે ઊતર્યો ત્યારે આપણે સમૃદ્ધ હતા કે નહી ? તે વખતે તો અગ્રેજો ગરીબ હતા ને તેથી તો તેઓ અહીં આવ્યા હતા તેઓ ગરીબ હતા છતા તેમણે હિન્દ જેવા સમૃદ્ધ રાષ્ટ્રને જીતી લીધુ આનુ કારણ શુ ? આ સવાલનો હુ આપ

લોકોની પાસે જવાબ માગું છું. જવાબ તો એ જ હોઇ શકે કે અંગ્રેજો ગરીબ છતાં શિક્ષિત હતા તેથી તેમણે અશિક્ષિત હિન્દીઓને હરાવ્યા. શિક્ષિત મનુષ્ય વૈજ્ઞાનિક અને વિચારશીલ હોય છે. એ ઘેટાની જેમ બીજાની પાછળ ચાલતો નથી. તે દરેક ક્રિયાને વૈજ્ઞાનિક દષ્ટિથી વિચારે છે અને વિજ્ઞાનની મદદથી આગળ વધે છે. બીજું, શિક્ષિત માણસ સામાજિક અને સહકારી વૃત્તિવાળો હોય છે. આ સંસ્કાર બાળકોને શિક્ષણમાં આપવા જોઇએ. દરેક બાબતમાં અંગત સ્વાર્થને બદલે રાષ્ટ્રને ધ્યાનમાં રાખીને વિચાર કરે એવું શિક્ષણ આપવું જોઇએ; તો જ રાષ્ટ્ર બચી શકે.

અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યારે તેઓ વેપારી તરીકે આવ્યા હતા. તેઓ કંપનીઓ અને સહકારી મંડળીઓ દ્વારા વેપાર કરતા જેથી વ્યક્તિગત વેપાર કરનાર વેપારીઓ બહુ ફાવતા નહીં. આ પદ્ધતિ આપણા વેપારીઓ જોતા હતા છતાં તેમને કેમ સહકારથી વેપાર કરવાનું સૂઝયું નથી? તેઓ બાપદાદા વારીની જૂની ઘરેડ પ્રમાણે ચાલ્યા કર્યા. તેમાં સહકાર અને વૈજ્ઞાનિક દષ્ટિનો અભાવ હતો.

એકેએક હિંદીને આપણે સહકાર, વૈજ્ઞાનિક દષ્ટિ અને સામાજિકતા કેળવણી દ્વારા આપવાં જોઇએ. આ કેળવણી ચાલુ શાળાઓમાંથી મળશે ખરી? આ કેળવણી આપણને માત્ર અંગ્રેજોએ જ આપી નથી. ત્યાર પહેલાં પણ આપણને તે મળેલી છે. સ્મૃતિમાં એક યાદી છે કે આર્યથી કયા કયા વ્યવસાયો ન થઇ શકે. ખેતી, ચમારકામ, સુથારી, વ્યાજવટાવ, આ બધા કામ આર્યથી ન થઇ શકે. આથી પેઢાનપેઢીથી ચાલ્યા આવતા ધંધાઓ વસવાયાંઓએ જ કર્યા જેથી તેમનામાં વૈજ્ઞાનિક દષ્ટિ અને અન્ય કોઇ સંસ્કારો આવ્યાં જ નહીં. આખરે પરિણામ એ આવ્યું કે તેઓ અશિક્ષિત અને અબુધ રહ્યા. ને આર્યો તો માત્ર સંસ્કૃતના ધર્મગ્રંથોનું વાંચન જ કરે. આથી શ્રમજીવી અને બુદ્ધિજીવી એમ બે વર્ગો ઉત્પન્ન થયા જે હજી વીસમી

સદીમાં પણ આપણે ત્યાં ચાલુ છે. તેથી આ દેશમાં શ્રમજીવી અને બુદ્ધિજીવી વચ્ચે મમતા બંધાઇ નથી. આપણે ત્યાં જે લડાઇઓ થઇ તેમાં રાજા મરે તે જ ઘડીએ આપણું લશ્કર યુદ્ધમેદાનમાંથી નાસી જતું. આનું કારણ શું ?

એક જ કે લડનાર રાજા માટે લડતો, નહીં કે દેશ માટે. આપણા દેશમાં શ્રમજીવીને આદર મળ્યો નથી. રાજા મરે પછી તેના સૈનિકોને લડવાનું કશું પ્રયોજન લાગ્યું નથી. સમાજની એકતાનો આમાં પ્રશ્ન છે. કૃષ્ણ માટે જેમ ગોવાળિઆઓ ઝૂરી ઝૂરીને મરતા તેમ લોકો પરસ્પર એક બીજાને માટે મરતા થાય તેમ આપણે ઇચ્છીએ છીએ. પરંતુ આજે તો શ્રમને આદર નથી. પૈસાને છે, પછી પૈસા ન્યાયથી આવ્યા કે અન્યાયથી તે કોઇ જોતું નથી.

આપણે લશ્કર પાછળ આજે બે અબજ રૂપિયા ખર્ચ કરીએ છીએ. એટલે કે આપણી કુલ આવકના ૫૦% ખર્ચ કરીએ છીએ. પણ યુદ્ધ વખતે આ બે અબજ આપણને બચાવી શકશે નહીં. દેશ તો ત્યારે જ બચી શકે કે એમાં રહેતા દરેક માણસના દિલમાં દેશદાઝ હોય. આ દેશદાઝ ક્યાંથી આવે ? તે આવે સ્વતંત્ર નાગરિકત્વથી અને સમાનતાથી. એ જો આપણા દેશમાં નહીં હોય તો આપણો આવડો મોટો જંગી ખર્ચ એળે જશે.

સામાન્ય જનતાનો પ્રેમ બુદ્ધિજીવી લોકોએ સંપાદાન કરવો પડશે, આ માટે સામાન્ય જનતા જે કામો કરે છે તે બધાં કામોને આપણે હલકાં ન ગણવાં જોઇએ, અને તેનું યોગ્ય વેતન આપવું જોઇએ. સામાન્ય જનતા આપણી દેવ કહેવાય, તો એ જે કામો કરે છે તે આપણી કેળવણીમાં છે ? આજની આપણી બમિત કેળવણીથી આ પ્રશ્ન પતવાનો નથી એની આપણને ખાતરી થઇ ગઇ છે. આપણા બંધારણની પ્રતિજ્ઞા છે કે સમસ્ત પ્રજાને દસ વર્ષમાં ફરજિયાત કેળવણી

આપવાની છે તો એ બધાને મેં કહી તેવી તાલીમ આપવાની છે કે અત્યારની ભ્રમિત કેળવણી ? આજની ચાલુ કેળવણીથી આઠ વર્ષ પછી ભણીને નીકળનાર વિદ્યાર્થી નોકરી માગશે, કારણ કે શ્રમ શું તેની તેને ખબર હોતી નથી. કેળવણી જ્યારે સો ટકા થશે ત્યારે એ બધાને આપણે નોકરી આપી શકશું ખરા ! તે શક્ય જ નથી. હું આશા રાખું છું કે આપ સૌ આ અંગે વિચાર કરશો.

(આયોજન સપ્તાહ વખતે ભાવનગરમાં આપેલ વ્યાખ્યાન)

## (૨૩)

# વિચારની અરાજકતા

**મા**ણસ પશુ કરતાં જે એક-બે બાબતોમાં જુદો પડે છે તેમાં તેની વિચાર કરવાની શક્તિ એ મુખ્ય છે. બીજી શક્તિ ને આવેશો તો પશુઓમા પણ આપણી જેમ જ છે. આ વિચારના ક્ષેત્રમાં કેવું અંધેર ચાલી રહ્યું છે તેના એક-બે નમૂનાઓ હમણાં હમણાં જોવા મળ્યા.

રાજકારણમાં રસ લેતા થોડાક ખેડૂત જુવાનિયા સાથે વાત થતી હતી. એમાંના ઘણાખરા હાઇસ્કૂલ ને કૉલેજમાં ભણેલા હતા. સરકાર ને ખેડૂતોના સંબંધો વિષે વાત ચાલતી હતી. એકે કહ્યું :

'અમે તો એવા મતના છીએ કે પ્રધાનમંડળમાં અમારી સંખ્યાના પ્રમાણમાં પ્રધાનો શા સારુ ન હોય ! અમારી બહુમતી છતા અમારા એકે પ્રધાન નહિ ?'

'એટલે ..તમારું કહેવું એમ છે ને કે ખેડૂતોનું સુખદુઃખ ખેડૂત સિવાય બીજા કોઈ ન સમજી શકે ને તેથી પ્રધાનો તમારા જ હોવા જોઈએ !'

'હા.'

'તો થોડા જ શા સારુ, બધા જ કેમ નહિ ? ખેડૂતોની તો બહુમતી છે જ. તમે બધા જ પ્રધાનો ખેડૂતોના લાવી શકો.'

'હા, એમ તો અમારી ખ્વાહિશ છે જ, પણ બીજાને પણ આવવા દેવા જોઇએ ને? ૮૦ ટકા અમારા ને બાકીના બીજા.'

'એટલે, દશ પ્રધાનો રાખવા હોય તો તેમાં આઠ તમારા ને બે બીજાના, એમ ને?'

'હા, એકાદ વેપારીઓના ને એકાદ આવે ગરાસિયાના.'

'–ને હરિજનોનું કોણ?'

એ કાંઇ બોલ્યા નહિ. 'ને આ શિક્ષકોનો પ્રતિનિધિ પ્રધાનમંડળમાં કોણ? પેલા માછીમારોનું કોણ?' મેં આગળ ચલાવ્યું. એક જણ કહે, 'તો તો તમે કહેશો કે બાંડબવાવાનું કોણ?'

મેં કહ્યું: 'હું કહેતો નથી, તમે શરૂઆતમાં એમ કહ્યું કે અમારું સુખદુઃખ અમે સમજીએ, બીજા કેવી રીતે સમજે? માટે અમારી સંખ્યાના પ્રમાણમાં અમને પ્રધાનમંડળમાં જગ્યા મળવી જોઇએ–તે નિયમ પ્રમાણે તમે વાણિયા ને ગરાસિયા બેને ગણ્યા; પણ તો તો બાકીના ધંધાવાળા પણ કહે જ કે અમારું સુખદુઃખ તમે કેમ સમજો? તો તમારાથી ના કેમ કહેવાય?'

'પણ પ્રધાનમંડળમાં જગ્યા હોવી જોઇએ ને?'

'મને પણ એ જ મુશ્કેલી લાગે છે.'

'એ સ્થિતિમાં એમનાં હિતો પ્રધાનો સમજી લે.' પેલા જુવાને કહ્યું.

'એ તો તમે કહ્યું તેનાથી ઊંધું થયું તમે તો કહ્યું કે અમારાં સુખદુઃખ અમે જ સમજીએ ને સાચવીએ. હવે વળી કહો છો કે જે ધંધાદારીઓને પ્રધાનમંડળમાં સ્થાન નહિ અપાય તેનું હિત અમે સાચવશું, તો પછી તમારું હિત બીજા કેમ નહિ સાચવે!'

તે બધા ભોળા જુવાનો હતા એટલે થોડીવાર મૂંગા રહીને હસી પડ્યા.

'તમે જોઇ શકશો કે આ રસ્તે તો આપણે થોડીક મુશ્કેલીમાં આવી પડયા છીએ. ઉપગત વ્યવહારમા તમે જોશો તો દેખાશે કે ઘરખેડનો કાયદો, જમીનદારી નાબૂદીનો કાયદા રીતમરના ખેડૂત-પ્રધાનો નહિ હોવા છતા થયો, એટલે દરેક ધંધાવાળો પ્રધાનમંડળમા હોય તો જ એનું હિત સચવાય તે વાત પણ પૂરી સાચી દેખાતી નથી'

એ મૂગા રહ્યા એટલે મેં કહ્યુ 'બીજું એક પૂછું. તમે સૌ કોલેજમા ભણીને આ પ્રવૃતિમા પડયા છો. તમે કદી ખેતી કરી છે? નાનપણમા ખેતરે ગયા હશો છતા તમે ખેડૂતોનું પ્રતિનિધિત્વ કેમ કરી શકો? તમે ધધે કાં વકીલ થશો, કા માસ્તર, કા છાપાવાળા, તમે જાતે કોઇ ખેતી કરવાના નથી, છતા તમે ખેડૂતપ્રતિનિધિ થઈ શકો તેમ ધારો છો કે નહિ? સાચું જ કહો.'

'પણ અમારા માબાપ ખેતી કરે છે ને?'

'બરાબર, તો જેણે ખેડૂત માત્રને પોતાનાં સગાંની જેમ વર્ષોથી માન્યા છે ને ગામડામા રહ્યા છે તેમને પણ એવો જ અધિકાર કેમ ન આપો? વાજબી રીતે તો તમારે આપવો જોઇએ'

એક જણ કહે 'આપવો તો જોઇએ.'

બીજું એક પૂછુ: 'ધારો કે તમે એક સહિયારું વહાણ લીધુ હોય, તેમા તમે સૌ બેઠા હો, ભરદરિયે વહાણને સુકાની ચલાવતો હોય, એ વખતે કોઇ એવી દરખાસ્ત કરે કે આપણે આ વહાણ વારાફરતી ચલાવીએ, કારણ કે આપણે એ વહાણના માલિક છીએ- તો તમે એ દરખાસ્તને ટેકો આપો ખરા?'

'જરાય નહિ'

'તે દરખાસ્ત પ્રમાણે જો ચાલે તો વહાણ વહેલું ડૂબી જાય એ વાત ખરી?'

'હા. સ્તો!'

'શા માટે?'

'વહાણ હાંકતા આવડવું જોઇએ ને?'

'વહાણના માલિક થવાથી વહાણ હાંકવાની કળા આવડી જ જાય તેવું નથી એ ખરું ને?'

'સાવ ખરૂં.'

'ત્યારે એ બન્ને વસ્તુ જુદી જુદી છે એ ખરું?'

'એ પણ ખરું'

'તો, મિત્રો, તમને હું એમ કહું કે તમે પણ પેલા વહાણના મુસાફર જેવી ગાડી દરખાસ્ત કરો છો, તો મને માફ કરજો. રાજ્યના આપણે સૌ માલિક છીએ, આપણે જ કપ્તાનને નીમીએ છીએ ને કાઢીએ છીએ. પણ તેનો અર્થ રાજ્ય ચલાવવાની પણ આપણામાં લાયકાત છે તેમ ન કહી શકાય. વહાણ હાંકવાની વિદ્યા કપ્તાને હવામાનશાસ્ત્ર અને યંત્રવિદ્યાશાસ્ત્ર વગેરેના નિયમોની મહેનતથી લાંબો વખત સુધી લેવી પડે છે ને પછી પણ નાના હોદ્દેથી શરૂ કરીને વિવિધ અનુભવ લેવા પડે છે રાજ્યસંચાલનવિદ્યાનું પણ એમ જ છે તેને માટે અર્થશાસ્ત્ર, મનુષ્યમાનસશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ને સૌથી વધુ તો સ્વચ્છ દૃઢ અને સારાસાર જોનારી વિવેકબુદ્ધિની જરૂર પડે છે. આમાં જે પારંગત હોય ને સૌની સેવા કરવા તૈયાર હોય તેને આપણે પસંદ કરીએ ને ન ફાવે તો હાંકી કાઢીએ'

'પણ શું આવો કોઇ ખેડૂત ન હોય?'

'હોય તો જરૂર તમારે પસંદ કરવો, પણ તમે જોજો કે એવા માણસને એ ખેડૂત છે એમ કહેવું એ મોટે ભાગે તો શબ્દછળ જ હશે. જેણે આટલો અભ્યાસ કરવામાં પોતાનો સમય ગાળ્યો હશે, પારંગતના નેજા હશે, તેણે નાનપણ વોલ્યા પછી ભાગ્યે જ ખેતીનું કામ કર્યું હશે ગામડાના વાતાવરણમાં રહ્યો હોય એમ અને વસ્તુતઃ આપણે એવા જટિલ ને પરસ્પરાવલંબી સમાજને જન્મ આપ્યો છે

કે આપણા સહિયારા પ્રશ્નો વિષે સર્વ દિશાએથી જ્ઞાન મેળવવાનું હરેકને માટે શક્ય નથી—ખાસ કરીને એક ધંધામાં રચ્યાપચ્યા રહેનાર માટે.'

'તો તો થોડાક રાજ્યવિદ્યાના નિષ્ણાતો પર જ આપણું ભવિષ્ય છોડવાનું ને? એમ તો પછી એ જ લોકો ધણીધોરી થઇ જાય!'

'એ સંભવ તો ઊભો છે જ, ને દુનિયાના ઘણા ભાગમાં લોકશાહી હોય કે ન હોય તોપણ આ નિષ્ણાત વર્ગ જ ઠીક ઠીક ધણીપણું ભોગવે છે. આનો એક સરસ દાખલો થોડા વખત પહેલાં અમેરિકાના સુપ્રસિદ્ધ પત્ર 'નેશન' માં જોવા મળ્યો. 'મગજ ભાડે આપાય છે' એમ કરીને એક લેખ એમાં છપાયો હતો. આજે આપણે કેવી હાસ્યાસ્પદ અને છતાંયે કરુણાપૂર્ણ સ્થિતિમાં જીવી રહ્યા છીએ તેનો ચિતાર આપ્યો હતો. બીજું વિશ્વયુદ્ધ પૂરું થવાની અણી પર હતું ને મિત્રસૈન્યો જર્મનીમાં ઘૂમી રહ્યાં હતાં ત્યારે એ સૈન્યોની જોડાજોડ એક ખાસ ફોજ હતી. તેનું કામ લડવાનું નહોતું, પણ જર્મનીમાં જ્યાં જ્યાં અણુવિદ્યાના જાણનારા વિજ્ઞાનીઓ પડ્યા હોય તેને બીજા કોઇને જાણ થવા દીધા સિવાય હાથ કરવાનું હતું. આમ ફ્રાંસ, ઇંગ્લંડ, રશિયા અને અમેરિકાએ બીજાને ખબર ન પડે એ રીતે બને તેટલા અણુવિજ્ઞાનીઓને હાથ કરી લીધા. અમેરિકામાં જે આવા વિજ્ઞાનીઓ ગયા તે બધા પહેલાં હિટલરની પ્રયોગશાળામાં કામ કરતા હતા ને અનેક પ્રકારનાં જીવલેણ શસ્ત્રો શોધી આપ્યાં હતાં. ખરી રીતે તો આ બધા યુદ્ધના ગુનેગારો ગણાય. તેમને સજા થવાની તો એક બાજુએ રહી, પણ અમેરિકા તેમ જ બીજાં રાષ્ટ્રોએ એમને પોતાની પ્રયોગશાળામાં અણુવિજ્ઞાનનું આગળ સંશોધન કરવાની સગવડ કરી આપી. એમાં એક દિવસે આ વિજ્ઞાનીઓએ હડતાલ પાડી—શા માટે? તો કહે કે અમેરિકાના બીજા વિજ્ઞાનીઓ જેટલો જ પગાર અને સન્માન અમને મળે તો જ અમે કામ કરશું. જો બધા લોકો મોત

અથવા જન્મટીપની સજાને પાત્ર હતા તે બધામાં આ હિંમત ક્યાંથી આવી? નિષ્ણાતપણાના જોર ઉપર. આજ લોકોએ વી-૧ વી-૨ વગેરે ખૂની શસ્ત્રો શોધી દક્ષિણ ઇંગ્લંડને ભાગીને ભુક્કો કર્યું હતું, ને તે જ રીતે ઠેઠ ન્યુયોર્ક સુધી આ સંહાર-શસ્ત્રો ઊડીને એની મેળે સીધાં પહોંચે એવા પ્રયોગો કરી રહ્યા હતા, ને છતાંયે એજ લોકો ખુદ અમેરિકાની અટકાયતમાં રહ્યા રહ્યા પણ અમેરિકાને દબડાવી શકતા હતા.'

'આ તો ભારે કહેવાય!'

'ભારે જ નહિ, ભયંકર, એમ કહો. રાજવહીવટમાં પણ આવા નિષ્ણાતો ઘણીવાર પ્રજાને છેતરી જાય છે. પહેલા મહાયુદ્ધ પછી ચર્ચિલના કહેવાથી પાર્લમેન્ટે ઇંગ્લંડની બેંકના ગવર્નરને અમુક ફેરફાર કરવાની સત્તા આપી. તેનું પરિણામ એ આવ્યું કે આખા યુદ્ધ દરમિયાન ઇંગ્લંડને જે આર્થિક નુકસાન થયું હતું તેટલું નુકસાન આ એક મામૂલી વાતથી થયું. પાર્લમેન્ટના સભ્યો પણ નાણાશાસ્ત્રના આ નિષ્ણાતના હાથમાં રમી ગયા તો પછી સામાન્ય ખેડૂત-મજૂરની તો વાત શી?'

'તો તો આનો કંઇ ઉપાય જ નહિ?'

'એંસી ટકા ખેડૂતો પ્રધાનમંડળમાં બેસે એ તો તેનો ઉપાય નથી જ એટલું તો ગળે ઊતરે છે ને! કે નોએ વારાફરતી વહાણ હાંકવું છે?'

'ના એમાં તો તમે કહો છો તે સમજાય છે.'

'વારુ, ને પ્રધાનમંડળમાં તમારું હિત તમે જ રજૂ કરી શકો, ને બીજા કોઇથી તે ન બની શકે એ વાત પણ પૂરેપૂરી પાળવી અવ્યવહારુ છે તે પણ સમજાય છે?'

'હા.'

'ને એ પણ સમજ્યા હશો કે વર્તમાન દુનિયામાં રાજવહીવટ

એ એક પ્રકારનો ખાસ અભ્યાસ ને અનુભવ માગી લે છે હવે આ વિશિષ્ટ જ્ઞાનવાળા નિષ્ણાતો ધણીધોરી ન થઇ એમે તેનો માર્ગ શું થાય તો ગાંધીજીની દૃષ્ટિનો વિકેન્દ્રિત અને સ્વાવલંબી સમાજ રચવો એ છે. મારું અનાજ હું બીજા માટે પકવું, મારી જરૂરિયાત હું જાપાનથી મંગાવું, મારી દવા અમેરિકાથી લાવું—એમાંથી જ નાણાનું હૂંડિયામણ જાણનારા નિષ્ણાતોની જરૂર ઊભી થાય છે. સાદા મહેનતુ અને સ્વાવલંબી સમાજને આવી જરૂર ભાગ્યે જ પડે છે. એમ ન થઇ શકે તો લોકશાહીમાં એનું બીજું હથિયાર છે ચૂંટણી પણ ચૂંટણી તો ત્રણ કે પાંચ વરસે આવે, એટલે એ ઉપાય બહુ કારગત નીવડનો નથી. કારણ કે દરેક ધંધાવાળાને અનેક પ્રશ્નો ઊભા થાય, આપોઆપ થાય કે સરકાર જે કાયદા કરતી હોય તેને લીધે થાય. એટલે સાચો ઉપાય દરેક ધંધાદારીઓના મંડળો ઊભા થાય એ છે. એવાં મંડળો પોતપોતાના ધંધાને લગતા પ્રશ્નો વિચારે, એનો વિકાસ કેમ થાય તે જુએ, અને સામુદાયિક રીતે વિચાર કરે. આથી સૌને સ્વરાજની એક પ્રકારની તાલીમ મળશે. કારણ કે આ બધા મંડળો લોકશાહી ધોરણે ચાલતા હશે ને પોતાના ધંધાની બાબતમાં સૌ થોડું–ઝાઝું સમજતા હોય એટલે બુદ્ધિ–પૂર્વક સૌ ભાગ પણ લઇ શકતા હશે. રાજ્ય આ અંગે કંઈ કાયદા કરતુ હશે તો પોતાના ધંધા ઉપર તેની શું અસર પડશે તે પણ સૌ જાણી શકે ને કહી શકે, તેથી સમાજની ઘટમાળ ચલાવનાર આવા ધંધાદારી મંડળોની કોઇ અવગણના નહિ કરી શકે પોતાની હકૂમતની જુદા જુદા વર્ગો ઉપર મારીમાડી શું અસર થાય છે એની પણ રાજ્યને ખબર પડશે. પ્રાચીનકાળથી આવા મંડળો આપણે ત્યાં ચાલતા આવ્યાં છે. મોટા મોટા રાજાઓ પણ આવા મહાન મંડળની અવગણના કરી શકતાં નહોતા. ઇતિહાસમાં વાત આવે છે આવા વ્યવસાયી સંઘનો એક આગેવાન બીમાર પડયો ત્યારે મગધદેશના રાજા બિંબિસારે પોતાના ખાસ વૈદ્યને સારવાર કરવા મોકલેલો. આવા મંડળો અને પંચાય-

તેને પ્રતાપે આપણે ત્યા ગામેગામ એક પ્રકારનું સ્વરાજ હતું.'

'આનો અર્થ તો તમે એમ ઇચ્છો છો કે અમે ખેડૂત-મંડળો ચલાવીએ અને તે પણ ધંધાદારી સંઘ તરીકે જ.'

'હા, એમ જ કારણ કે તમે તમારા ધંધાના જ નિષ્ણાત છો, જ્યારે રાજકર્તાઓ તો બધા જ ઉપયોગી ધંધાઓનો સમન્વય કરવાની વિદ્યાના નિષ્ણાત થવાનું છે રાજ્ય એ કેવળ એમનો ધંધો કરવાવાળા માટેનું જ નથી પણ સમાજને ઉપયોગી જે જે ધંધાઓ છે તે બધાના સહિયારા પ્રશ્નો વિષે વિચાર કરી નિર્ણયો બાંધી વ્યવસ્થા ચલાવવાવાળું તંત્ર છે. તમે જે પ્રશ્ન કેવળ તમારા પૂરતા છે તેને તમારા મંડળ દ્વારા પતાવો ને જે તમારા તથા બીજા ધંધાદારીઓને સ્પર્શનારા હોય ને સહિયારા હોય તેને માટે સંયુક્ત પ્રયાસ કરો, તમારો અભિપ્રાય જણાવો, જરૂર પડે તો કાયદેસર દબાણ લાવો. પરંતુ કોઇ પણ એક ધંધાદારી મંડળ રાજ્યતંત્રના કામ માટે લાયક ન ગણાય. કારણ કે એનાં અનુભવ ને જ્ઞાન હમેશા મર્યાદિત જ રહેવાનાં. સાથે સાથે રાજ્ય પણ જે કેવળ વ્યવસાયી સંઘના પ્રશ્નો હોય તેમા વચ્ચે ન પડે.'

પેલા જુવાનોમાથી એક જણ કહે: 'તમે કહો છો તે વાત આમ તો બરાબર લાગે છે, પણ જે કંઇ અનુભવ થાય છે તે પરથી ઘડીભર એમ થાય છે કે પ્રધાનમંડળમા અમે હોઇએ તો વધારે લાભ થાય.'

તમે ખેડૂત છો એમ તો નહિ કહી શકો. ઉપરાત વધારે લાભ જો સૌ ઇચ્છે તો તો યાદવાસ્થળી થાય. સૌ વ્યાજબી ન્યાય ઇચ્છે તો જ સમાજ ચાલે.'

પણ અહીં તો ન્યાય પણ ઘણીવાર મળતો નથી.'

'દાખલા તરીકે?'

'ઢુંઓને, આ ખેતીને નુકસાન કરનારાં જંગલી જાનવરોને

મારવાનો હુકમ સરકારે કર્યો ને મહાજનોએ તાર કર્યો એટલે માંડી વાળ્યું.'

'સરકારને તમારી જેમ જ ખેતીને નુકસાન કરનારાં જાનવરોને મારવામાં વાંધો નથી. એટલું તો એકવાર તેમણે હુકમ કર્યો એટલા પરથી સમજ્યા હશો.'

'પણ પાછું ઢીલું મૂક્યું ને ?'

ઢીલું મૂક્યું, કારણ કે મહાજન-સંઘોએ તાર કર્યા. ને તમે કેટલા જણાએ તાર કર્યા? તમારા સંઘો છે ખરા? વ્યવસાયી ખેડૂત-સંઘો છે જ કયાં ? ને તેથી પરિણામે તમારું ન સંભળાય તો તેમાં સરકાર કરતાં તમારો વાંક વધારે ન ગણાય ?'

'પણ ખેડૂતના પ્રતિનિધિઓ જ અંદર બેઠા હોય તો પછી તારનીય શી જરૂર પડે !'

'સરકાર કદી કેવળ ખેડૂતની ન બની શકે, અને તમે તેવી બનાવતા પણ નહિ. સરકાર તો બધા જ ઉપયોગી વ્યવસાય અને વ્યક્તિઓની પ્રતિનિધિ છે. એને આપમેળે નિર્ણય કરવાનો અધિકાર ન આપો. પણ લોકમત પ્રમાણે ચાલવાની ફરજ પાડો. તમે જો તમારા સંઘ રચો નહિ, મત જણાવો નહિ, તો થયેલા કાયદાથી તમને સંતોષ છે એમ જ સરકાર સમજે અને એમ સમજવું તે યોગ્ય જ છે. તમે તમારા સંઘ રચીને સચ્ચાઇપૂર્વકના સંગઠન દ્વારા તમારા અભિપ્રાયો બાંધતા ને જાહેર કરતા નથી એ જ ભૂલ છે એમ મને લાગે છે.'

અમે છૂટા પડયા. મને ખબર નથી કે એમને મારી વાત પૂરી ગળે ઊતરી કે નહિ? ઊતરે નહિ તોપણ મને કંઇ નવાઇ નહિ લાગે.

જ્યાં સુધી અલગ અલગ પક્ષ, મંડળ, પૂર્વગ્રહ ને આવેશ દ્વારા જ રાજકારણની દીક્ષા મળતી હોય ત્યાં સુધી બીજું થાય પણ શું ? આજે તો મોટા મોટા ધુરંધર ગણાતા લોકોમાં પણ વિચારની અરાજકતા ઓછી નથી ત્યાં સામાન્ય લોકોની શું વાત કરીએ ?

(૨૪)

# ઉકેલ અને ઉકેલની પદ્ધતિ

અખિલ ભારત ચરખા સંઘના પ્રમુખ શ્રી. ધીરેનબાબુ હમણાં સૌરાષ્ટ્રના પ્રવાસે આવી ગયા. તેમણે જુદાં જુદાં રચનાત્મક કેન્દ્રોમાં તથા શહેરીજનો પાસે કેટલીક મહત્ત્વની વાતો મૂકી. દેશને ઘડવા માટે નીકળેલા સૌએ વિચારવા જેવી હતી–એમનું પહેલું વિધાન એ હતું કે દેશમાં સ્વરાજ આવ્યું છે તે વાત અણસમજણભરી છે. રાજપલટો થયો છે. દરેક રાજપલટો એ ક્રાંતિ હોતી નથી–ને સ્વરાજ તો તેથી પણ આગળનો તબક્કો છે. પઠાણવંશને બદલે લોદીવંશ આવે કે મુગલવંશને સ્થાને મરાઠા આવે તેથી રાજપલટો થાય છે. પણ સ્વરાજ આવતું નથી. રાજપલટામાં નામ કે રૂપનું પરિવર્તન થતું હોય છે. પણ વસ્તુમાં ગુણનું પરિવર્તન થાય ત્યારે જ ક્રાંતિ થઇ કહેવાય; ને સ્વરાજ તો ત્યારે જ આવ્યું ગણાય, લોકોમાં પોત નો વહીવટ સમજવાની, ને ઇચ્છા વિરૂદ્ધ વહીવટ ચાલતો હોય તો બળવો કરવાની, આ બે શક્તિઓ સ્થાયી સ્વરૂપે આવે. અંગ્રેજ મૂડીદારો અમેરિકા પર વહીવટ ચલાવતા હતા–જ્યોર્જ વોશિંગ્ટને એ સામે બળવો કર્યો ને અમેરિકન સ્વાતંત્ર્ય મેળવ્યું. પણ તેમાં અમેરિકામાં અંગ્રેજ મુડીદારોનું વર્ચસ્વ હતું તેને બદલે અમેરિકન મુડીદારોનું વર્ચસ્વ થયું–આ નામ પરિવર્તન થયું–ક્રાંતિનો પાયો ગુણપરિવર્તન છે. હિંદુસ્તાનમાં આમજનતાનું સ્વરાજ ત્યારે જ સ્થપાય કે જ્યારે–

(૧) આમજનતા વહીવટને સમજી શકે–તે વહીવટ સામે થઇને બદલાવી શકે.

આમ તો ચૂંટણી વખતે બદલાવવાની તક તો છે જ. પણ સવાલ અન્યાય સામે લડવાની ઝિંદાદિલીનો છે.

વહીવટ સમજી શકવાની શક્તિને પણ અનેક મર્યાદાઓ છે. એમાં મોટી આડખીલી ભાષાની છે. વહીવટ જ્યાં સુધી જનસામાન્યની ભાષામાં ન ચાલે ત્યાં સુધી સમજે શું ? અંગ્રેજી સામે તો વિરોધ છે જ. એક ક્ષણ પણ તે ન ચાલી શકે, પણ આપણી પોતાની પ્રાંતભાષા ને રાષ્ટ્રભાષા પણ વહીવટી પંડિતોના હાથમાં પડવાથી જે બેહાલ થયા છે તે પણ વિચારવા જેવું છે. કલેક્ટર માટે સમાહર્તા, સર્કલ ઇન્સ્પેક્ટર માટે ચક્રપરિવેષક, શહેર સુધરાઇ માટે નગરપાલિકા, આ શબ્દો કોને લક્ષમા રાખીને યોજાયા છે ? કોઇ તુમાર, હુકમ, ચુકાદો જુઓ. તેમાથી સાદું લોકગમ્ય સત્ય તારવવું એ ઘણું મુશ્કેલ થઇ પડે છે. ભાષા એ જાણે સહેલી વાતને અઘરી બનાવીને કહેવાનું સાધન બની ગઇ છે.

પણ સૌથી મોટી મર્યાદા તો છે કેન્દ્રિત વહીવટી પદ્ધતિની. જેમ ગમે તેટલી મહેનત કરીએ તો પણ પોતાની નજર પહોંચવાની દરેક આંખને એક મર્યાદા હોય છે. ચોખ્ખું વાતાવરણ હોય ને દસ ગાઉ દૂરનું ગામ દેખાય એ હદ આવી ગઇ. એથી વિશેષ જોવું હોય તો કા તો વિશેષ ઊંચે ચડવું જોઇએ–ને કા તો દૂરબીન લાવવું જોઇએ.

દૂરબીન એટલે ઊંડો અભ્યાસ–ને ટેકરી એટલે ઊંચો હોદ્દો. આજના કેન્દ્રિત વહીવટની કાંઇક અસરકારક સમજ મેળવવી હોય તો કા તો કેન્દ્ર જે વિષયોમા ધારા ઘડે છે, હુકમો કાઢે છે, સંચાલન કરે છે તે બધા જ વિષયોનું એની સાથે જોડાયના બધા જ મુદ્દા સાથે સાંગોપાંગ અધ્યયન કરવું જોઇએ, ને કાં તો એવો ઊંચો હોદ્દો આપણો હોય કે બધી હકીકતો આપણી નીચેથી પસાર થતી હોય.

જતે દહાડે આમજનતાની અભ્યાસની કક્ષાને વિશારદોની કક્ષા વચ્ચેનું અંતર ઘટે તેવું સંભવે પણ આજે તો બેમાથી એકે સ્થિતિ શક્ય નથી. ને અન્યાય-નિવારણ માટેની ઝિંદાદિલી પણ નથી. જે પ્રશ્નો પોતે ઝાખા ઝાખા પણ જોઇ શકતો ન હોય, એટલું જ નહિ એની શક્તિ બહારના છે એમ કહેવાનું હોય, ને જે અન્યાય એને લાગે છે તે વિશાળ હિત-જેને એ જોઇ શકતો નથી-જોઇ શકવાની શક્તિ પણ નથી તેને માટેની જરૂરી ચીજ છે એમ ઠસાવાતું હોય તો ઝિંદાદિલી આવે કયાંથી? અન્યાય છે જ નહિ એમ એનું મન કબૂલતુ નથી-ને અન્યાયનો સામનો કરવાનું હિતાવહ નથી એમ વિશારદો કહે છે. આમ નથી એને વિશાળ હિત માટે ત્યાગ કર્યાનો આધ્યાત્મિક આનંદ મળતો, નથી એનામાં સામનાની વીરવૃત્તિ જાગતી. બંને હાથ કપાઇ ગયેલા હતપ્રાણ જેમ સમાજ બની જાય છે.

આનો ઉપાય છે; વિકેન્દ્રીકરણ-વહીવટ જ નહિ આર્થિક પણ-આર્થિક કેન્દ્રીકરણ હોય તો વહીવટી વિકેન્દ્રીકરણ નકામી-રમકડા જેવી ચીજ છે. મીલો-ને આપણે ઉત્તેજન આપવું હોય તો તો કાપડ પર ગામડાને જકાત નાખવાનો અધિકાર ન અપાય ને જેના ઉદ્યોગો ભાગી ગયા છે, જેની ખેતી આબાદ નથી-જેની કેળવણી સૌ સામાન્યને ઊંચે લેવાની ગણતરીએ નહિ પણ થોડા વિશારદો નીપજાવવા માટે છે, ત્યાં વહીવટી વિકેન્દ્રીકરણ ક્ષણિક, અસ્થાયી કે બિનઅસરકારક નીવડવાનું. સમાજનો પાયો એની અર્થરચના છે આ અર્થરચના કેન્દ્રિત હોય તો બાકીનાએ તેની સાથે બંધ બેસવું પડશે.

ધીરેન બાબુએ બીજી એક મહત્ત્વની વાત પર સૌનું ધ્યાન ખેંચ્યું તે ક્રાંતિના તબક્કાની. સમાજ પરિવર્તન ત્રણ મોટા તબક્કામાથી પસાર થયેલ છે.એક આપખુદ રાજાશાહી કે ઉમરાવશાહીનો નાશ-જે ફ્રાંસની રાજ્યક્રાંતિએ કર્યો-સમાજમા તે પછી બળ વધ્યું મૂડીવાળાઓનું. આ મૂડીવાદનો નાશ કર્યો રશિયન રાજ્યક્રાંતિએ. તેમ કરીને સમાજ-

પ્રગતિ એક પગથિયું આગળ લીધી. પણ મૂડીવાળાઓ જે વહીવટ કરતા હતા તેને સ્થાને જે વ્યવસ્થાપકો આવ્યા તેનું પરિણામ પણ વધેલું દેખાય છે. સમાજવાદનો મુખ્ય આધાર અગાઉથી વિચારેલી રાખેલી સમાજની જરૂરિયાતો પ્રમાણે ઉત્પન્ન થાય–ને તે ઉત્પન્ન લઇ લેવાની ખરીદશક્તિ પણ દરેક વ્યક્તિને મળે. આ બંને વાતો ગોઠવવાની હોય છે. ને તે પ્રમાણે જ ચાલે તે જોવાનું હોય છે. આમ વ્યવસ્થાપકો, યોજકો, નિરીક્ષકો વધી જાય છે; ને તેઓના હાથમા જો સ્થાસેર, ખાડ, કાપડ, અનાજથી માડીને જ્ઞાન વહેંચવા સુધીનું કામ હોય તો સમાજ એના શ્વાસે જીવતો થઇ જાય તેવો સંભવ છે.

આનો ઉપાય ગાધીજીએ વિકેન્દ્રીકરણમા બતાવ્યો છે. ને એ રીતે ગાધીજી એક કદમ આગળ છે.

શ્રી ધીરેનબાબુની આ રજુઆત પણ ગાધીજીમા શ્રદ્ધા રાખવાવાળાઓને ઉત્સાહ આપશે. પણ આ શ્રદ્ધાવાળાઓએ એક વાત સમજી લેવી પડશે કે જે એક કદમ આગે જાય છે તેણે પાછલા તબક્કાના શ્રેષ્ઠ અંશોને પોતામા સમાવી લેવા પડે છે. પાછલી પ્રગતિના મુદ્દેશોને પચાવ્યા સિવાય જે કોઇ આગળ જવા માગે તે કદી આગળ જઇ શકતો નથી પાછનો તબક્કો જે વ્યાજબી જરૂરિયાતો પૂરી પાડતો હતો તે આગને તબક્કે જનાર પુરી પાડવાનો ઇન્કાર કરે તો લોકો એ તબક્કે જવાની જ ના પાડવાના છે. મોટરે ગાડાનુ કામ તો આપવુ જ ને વિશેષ બીજા ગુણો જોઇએ.

શ્રી. ધીરેનબાબુનું કહેવુ સમાજવાદ વચલો તબક્કો છે તેમ હતું. કેટલાકને આ નહિ ગમે પણ કોઇપણ વાદ કે વિચાર તર્કશુદ્ધ છે કે અણિશુદ્ધ આદર્શવાદી છે માટે સામાજિક વિચારણા બની શકતો નથી. પણ સામાજિક પ્રશ્નોનો કેટલે અંશે ઠીક ઠીક સ્થિર ઉકેલ ને **ઉકેલ કરવાની પદ્ધતિ** બતાવે છે તેના પર રહે છે

આપણા સમાજમા જ મુખ્ય પ્રશ્નો છે તે આ છે:

૧ બોજારૂપ વસ્તી વધારો ૨ પ્રાંતીયતા, ૩ ઘણું નીચું જીવન-ધોરણ, ૪ પરલોકવાદી ને વહેમી દષ્ટિબિંદુ, ૫ સંપત્તિની વિષમ વહેંચણી, ૬ કેન્દ્રીત રાજ્યવહીવટ પ્રથા.

આ બધાના ઉકેલ માટે પણ અમને એમ લાગે છે કે વિકેન્દ્રીકરણ સ્વાવલંબનનો શુદ્ધતમ આદર્શ કારગત નહિ નીવડે. આપણે ભારતમા એક પ્રકારની સંસ્કૃતિ ને રાષ્ટ્રીયતા લાવવા છે તે એકતા સિવાય ભારતનું અસ્તિત્વ સંભવતું નથી.

આપણે વિશ્વનું એક સંઘરાજ્ય કરી એક અદાલત કરી અંદર અંદર ઝગડતા રાષ્ટ્રવાદને નાથવો છે.

આપણે આ લોકમાં આ દેહે શક્ય તેટલી ચિત્તશાંતિ થોડાને નહિ પણ સર્વસામાન્યને મળે તેવું કરવું છે એ માટે ગમે તે દેશના જ્ઞાનનો ભંડાર ખોલવા તૈયાર છીએ.

આપણે તવંગર ને ગરીબના ભેદ ન ખૂંચે તે હદે લાવવા છે. ને થોડો ભેદ છે તેમાંથી વિશેષ તવંગર બને નહિ તે જાતનો પાકો બંદોબસ્ત કરવો છે.

આપણે સૌને પૂરતાં દૂધ-ઘી-વસ્ત્ર-આરામ ને એકતા અનુભવવા માટે પ્રવાસ વાંચન, ને અન્ય સંસ્કારિતા આપવાં છે. સામાન્ય સમજ ધરાવતો ડાહ્યો નાગરિક આ બધું ઈચ્છે છે તેમ કહેવામાં કશું જોખમ નથી.

પણ આ કરવા માટે આપણે મુડીવાદને ટાળવો પડશે, પણ તેણે ઉત્પાદન વધાર્યું છે તે જ કક્ષાને ટકાવવી જ નહિ બલ્કે વધારવી પડશે. ઉત્પાદનનું સ્વરૂપ આ રહે તે જરૂરી છે. પણ કક્ષા ન ઘટે તે ખબરદારી રાખીને, વધે તે ગણતરી રાખીને.

૨ વિજ્ઞાનનો ઉપરના હેતુને સિદ્ધ કરે તેવી આજ્ઞા સાથે વિકાસ કરવાનો રહેશે.

૩ લોકોના અભ્યાસનો કાળ વધારવો પડશે.

૪ સહકારી પ્રવૃત્તિને મુખ્ય આધાર બનાવવો પડશે.

આમ કરવા જશું તો અમને લાગે છે–નહિ હાલ છે તેવું કેન્દ્રીકરણ હોય–નહિ શુદ્ધ વિકેન્દ્રીકરણ–તે વચ્ચેનો એક મધ્યમ પ્રતિપદામાર્ગ આપણે લેવો પડશે. ને તે હશે સમાજવાદે ગાંધીવાદ સાથે કરેલી બાંધછોડ કે ગાંધીવાદે કરેલ સમાજવાદના શ્રેષ્ઠ અંશો સાથે અનુબંધ.

## (૨૫)

# ૧૫ મી ઓગષ્ટ અને આપણે

**૧૫** મી ઓગષ્ટ ! નામજ આપણા હૃદયના તાર ઝણઝણાવે છે. તે દહાડાની મધરાત ! અનેક ચક્રવર્તીઓની વિજય ને પરાજયની યાત્રાઓ જોનાર દીલ્હીએ તે રાત્રે એક ચક્રવર્તી સામ્રાજ્યની સત્તાનો અંત જોયેલો. હૈયાનો સાગર તે દિવસે હિલોળે ચડેલો. જે સ્વતંત્રતા માટે કઈકે પોતાના જીવન આપ્યાં હતા, તે આખરે જીવતાં જીવન જોવાનું ભાગ્ય આપણને મળ્યું.

આજે એ વાતને એક વર્ષ વીતી ગયું છે. પણ તે દિવસની સ્મૃતિ તો તેવીને તેવીજ તાજી છે. એ સ્મૃતિની સાથોસાથ આજના સવારે મારા મનમા સ્મૃતિ ઊઠે છે પેલા મરજીવા શહીદોની કે જેમણે પોતાના તેજસ્વી લખલખતાં યૌવનનો અભિષેક આ સ્વાધીનતાની દેવીને કરેલો. ને બીજી જ સ્મૃતિ ઊઠે છે વાયવ્યપ્રાતના એ પહાડો જેવા જ ઉન્નત, ને તેવા જ દુર્ગમ પ્રચંડ પુરુષ સરહદના ગાંધી બાદશાહખાનની મધુર ને વેદનાપૂર્ણ છે એ સ્મૃતિ. ગાંધીજીને ચરણે એમણે જે રીતે પોતાની જાતને ધરી હતી તે ભકત એક ભારે કાવ્યનો વિષય છે સરહદમા તક્ષશીલાને બીજા કેટલાય બૌદ્ધધર્મના અવશેષો દાયેલા પડ્યા છે, છેક બુખારા સુધી વિહારો પથરાયા છે. એમની હાજલને પરિણામે સરહદમા અવૈરનો આ પ્રતિનિધિ ઊભો થયો હશે ?

જાગુતા નથી કાઇ, પણ વિજ્ઞાનમુગ્ધ વિદ્વાનો એમદ નવા તત્ત્વની શોધ થતા નાચી ઊઠે છે, તેમનું ધ્યાન ને સંશોધનવૃત્તિ આ જગની ઝનૂની, વહેમી, આવેશી ા, ને સાવ અજ્ઞાન લોકોમા અવૈરનો મંદેશા ફેલાવનાર આ પહાડી પુરુષ તરફ જવા જોઇતા હતા. કઇ હીકમત, કયા રસાયણથી એમણે આ પહાડોને અહિંસક બનાવ્યા હતા ? એ ગમે તે હોય પંદરમી ઑગસ્ટનો મહિમા ઊજવતા પહેલા મારું મન એમના બાજુ દોડી જાય છે, ને મારું હ ય એમને નમે છે શું બનશે તેની વાત તો રાજ્યકારણીય નેતાઓ કહી શકે, પણ નીતિના વ્યાપક કાયદામા બાળક જેવી શ્રદ્ધા રાખનારા અબૂધ ગ્રામજનો ી જેમ આપણ પણ કહીશું કે સૂરજ વાદળે ઢાકવો શકય નથી તો શે ઢકાશે ?

એમને વંદના કરીને આપણે આપણો ધર્મ આજના દિવસે વિચારીએ કેટલીકવાર એવા લોકો મળે છે જે કહે છે કે સ્વરાજ આવવાથી શું થયું ? એમને હું કહુ છુ કે તમે આ પ્રશ્ન પૂછતા થયા તે તો પ્રત્યક્ષ ફાયદો છે જ. આ પ્રશ્ન પૂછો છો એનો અર્થ જ એ કે ચાલુ રાજ્યતંત્ર વિષે તમે વિચાર કરતા થયા છો એ વિચાર સાચો હોય અને ખોટો પણ હોઇ શકે, પણ વિચારહીન જીવન કરતા તો એ ઊચી વસ્તુ છે અથવા તો સાચું કહીએ તો તે જ પાયાની વસ્તુ છે. લોકશાહી જ્યા આમપ્રજા વિચાર જ ન કરતી હોય ત્યા હોઇ શકે કેવી રીતે ? હવા વિના જીવન જેમ સભવતુ નથી, તેમ જ વિચાર સ્વાતંત્ર્ય વિના લોકશાહી સભવતી નથી લોકો અસતોષ બતાવે છે તેની પાછળની માન્યતા એ છે કે આ રાજ્યને પણ ફેરવવું પડશે કે શુ ? રાજ્યને ફેરવવાનો પોતાને અધિકાર છે એ વાત જો આપણે સામાન્ય લોકોમા આટલા ગાળામા ઉતારી શકયા હોઇએ તો એ ભારે મોટી વાત છે જો કે મને એના વિષે થોડી શકા છે મોટા ભાગના પૂછનારાઓના મનમા સ્વરાજ્યમા

જે સુખસૃષ્ટિ થવાની કલ્પના હતી. તે તરત ફળીભૂત ન થઇ તેની નિરાશા હોય છે. નવાઇની વાત એ છે કે જેમણે આ સ્વરાજ્ય લાવવામાં ભાગ્યે જ ભોગ આપ્યો હોય છે તેમને નિરાશા વહેલી આવે છે. કૂવો ખોદનારને પાણી પૂરું ન નીકળે તો ખેદ થાય તે તો સમજાય એવી વાત છે. પણ જેમણે કોદાળીનો ટચકો માર્યા વિના પાણી પાણી કર્યું છે તેમને ય પાતાળ કૂવો ફૂટવાને બદલે થોડું પાણી નીકળ્યું તેથી દુ:ખ થાય છે. તે જોઇએ છીએ ત્યારે હસવું રોકવું થોડુંક મુશ્કેલ પડે છે.

પણ સાચી વાત એ છે કે સ્વતંત્રતા એ પણ બીજી બધી વસ્તુઓની જેમ સતત પરિશ્રમે મેળવાતી ને સચવાતી વસ્તુ છે. મન્નુ પણ લાકડાં માગે છે તો પછી સ્વતંત્રતા એમને એમ કેવી રીતે ફળે? લોકો જ્યારે ઘર માંડે છે ત્યારે શરૂમાં એમ માનતા હોય છે કે ચાલો એક બોજો ઊતર્યો. રોજ રાંધવું-કે વીશીવાળાની લાચારી કરવી એમાંથી ઊગર્યા. પણ ઘર માંડયા પછી ખબર પડે છે કે આ તો નવી જંજાળ ઊભી કરી. હળદર-મીઠાથી માંડી તે વેણીના ફૂલ સુધીની ચીજો મેળવવા દોડધામ કરવી પડે છે. પણ તેથી કાંઇ કોઇ પાછા લોજનો આશરો લેતા નથી કારણકે ગૃહિણી જે થાળી પીરસે છે તેમાં ભલે બે ચીજ ઓછી હોય તો પણ એમાં જે પોતાનું હેત ને માધુર્ય પીરસે છે તે પેલી લોજનો મ્હારાજ કેમ કરીને પીરસવાનો હતો?

એટલે જેઓ સ્વરાજ્યની આજની વ્યવસ્થાથી થોડા અસંતોષી બની બૂમરાણ કરે છે તેઓ ફરી વિલાયતની વીશીમાં જમવા જવા ઇચ્છા કરે તેની ચિંતા કરવાનું કાંઇ કારણ નથી.

ચિંતા હવે કોઇ પાછા ફરશે તેની નથી પણ કેટલી ઝડપથી આગળ વધાય છે તેની છે.

આપણે એક વસ્તુ ખૂબ સ્પષ્ટ પણે મનમાં સમજી લેવી જોઇએ કે આપણા દેશને એકરંગી ને આત્મવિશ્વાસુ કરવાને માટે આપણી પાસે બહુ ઓછા વર્ષો છે. ત્રીજું વિશ્વયુદ્ધ હમણાં ન આવે પણ તેને આવતા દસ-પંદર વર્ષથી વધારે ગાળો જાય તો આપણે આપણી જાતને ભાગ્યશાળી ગણું.

લડાઇ બંધ નથી પડી-થાક ખાવા થંભી છે. ગયા સમય કરતાય વધારે વિકરાળ રીતે વ્યાપક થવાજ એ થંભેલ છે પેલેસ્ટાઇન, ઇન્ડોનેશીઆમા તો એ વામન સ્વરૂપે ચાલુ જ છે. આ સ્થિતિમા આપણે જે કાઇ શક્તિ મેળવવી હોય તે આ ટૂંકા ગાળા દરમિયાન જ મેળવવી રહી, યુદ્ધ એ કેવું ભારે ખર્ચ, ને કેવો ગજબનાક પરિશ્રમ માગે છે તે તો ઇંગ્લાડની આજની સ્થિતિ ઉપરથી આપણે સમજી શકીએ છીએ. વિજેતા હોવા છતા દેવાના બોજા નીચે એ દટાઇ ગયું છે. અણિશુદ્ધ મર્દોની એ પ્રજા હોવાથી આજે એ પોતાનુ સ્થાન ટકાવી રાખી શકે છે. બીજું હોત તો ક્યારનું યે કોઇને ત્યા વેચાઇ ચૂક્યું હોત.

અણિશુદ્ધ મર્દ તે પ્રયોગ સમજપૂર્વક કરું છું. લુઇફિશર ડંકીર્ક પછી અમેરિકા ઉડીને વિલાયત ગયેલો ઇગ્લાડની પરિસ્થિતિ જાતે નિહાળવા એ કટોકટીના દિવસો હતા, ફ્રાંસ પડ્યુ હતું. નોર્વે, ડેન્માર્ક, બેલ્જિયમ પડ્યા હતા હિટલરની બોલબાલા હતી રોજ ૧૦૦૦ થી ૧૨૦૦ વિમાનો લંડન પર ત્રાટકતા હતા. કઇ પળે જર્મનો ઇંગ્લાડ પર સૈન્ય ઉતારશે તેની ઘડીઓ ગણાતી હતી એ વખતના ઇગ્લાડનું લુઇફિશરે દુબહુ ચિત્ર દોર્યું છે. વાંચતા વાચતા આપણા દિલમાં ય જોમ પુરાય તેવું છે. લુઇફિશર જોનસ્ટ્રેચીને મળવા ગયેલ.

સ્ટ્રેચી કહે 'તમે વિમાનમા આવ્યા ? કેટલુ ક ભાડું બેસે છે ”

ફિશર કહે: ઠીક ઠીક મોંઘું પડે તેવું છે.'

સ્ટ્રેચી કહે: 'મારી પત્ની ને બે બાળકો કેનેડામાં છે. તેમને અહીં લાવવા છે; એટલે ભાડું પરવડે તેવું છે કે કેમ તે પૂછું છું.'

ફિશર કહે: 'તમને એમ નથી લાગતું કે તેઓ છે ત્યાં જ વધારે સલામત છે?'

'આજે અહીં જે ચાલી રહ્યું છે તેનો અનુભવ જો મારા બાળકો ન લે તો અંગ્રેજ તરીકે એટલા ઊણાં રહી જાય. મારે એમને પૂરા અંગ્રેજ બનાવવા જોઇએ.'

વાંચીને હું દિંગ થઇ ગયો. ને ફિશર કહે છે કે આવું વિચારનાર કેવળ સ્ટ્રેચીજ હતો એમ નથી; એ ઘણાં અંગ્રેજોના માનસનો પડઘો જ પાડતો હતો.

આવાજ ભયંકર યુદ્ધ વચ્ચેથી આપણા દેશે પણ દશ-વીશ વર્ષમાં કદાચ પસાર થવું પડે ને તો ગામમાં બાવાને જોઇને છોકરાંને સંતાડી દેનાર માબાપ વડે એ પરિસ્થિતિનો આપણે કેવો સામનો કરી શકીએ તેનો વિચાર કરતાં મારું મન એક પ્રકારનો ભય અનુભવ્યા સિવાય રહી શકતું નથી.

સ્વતંત્રતાને સલામતી બંને સાથે રાખી શકાતાં નથી. જે ખડીઆમાં ખાંપણ, લઇને ફરે છે તેનાથી જ સ્વતંત્રતાને ઘેર રાખી શકાય છે.

સલામતી શોધવાનો દુર્ગુણ આપણામાં ચારે બાજુ ફેલાયો છે. આગ લાગી હોય તો એમાં ઝંપલાવનારા કેટલા નીકળે? બહારવટીઆ આવ્યા હોય તો સામે ચાલનારા કેટલા નીકળે? પ્લોટની વહેંચણી થતી હોય તો છેવાડે રહેવા તૈયાર કેટલા નીકળે? જે મકાનની ઇંટો કાચી હોય એ મકાનનો પ્લાન ગમે તેવો સુંદર હોય ને ગમે તેટલા કુશળ સ્થપતિઓએ બાંધ્યું હોય તો પણ એ વરસાદ આવતાં તૂટી

પડવાનું એ વાત જેટલી યોગ્ય છે તેટલી જ જો સ્વતંત્ર દેશમાં નાના મોટા ક્ષેત્રોમા ખૂણો શોધનારાની સંખ્યા વધારે ને મરજીવાની સંખ્યા ઓછી તેની સ્વતંત્રતા અરક્ષિત છે તે વાત પણ ચોકકસ છે.

આ મરજીવાપણાની જોડાજોડ એક બીજી વાત પણ આપણે આ અવસરે વિચારી લેવી જોઇએ. લોકશાહીનો પાયો એકબીજાના સદ્‌અંશોની કદરનો ગુણ છે. લોકશાહીમા વિચાર સ્વાતંત્ર્ય એટલા માટે આપવામા આવે છે કે દરેકે કંઇક કંઇક ઉમેરો સત્યના સંપૂર્ણ પ્રગટીકરણ પહેલા કરવાનો હોય છે, દરેકમા નહીં તો પણ બહુ મોટા ભાગના લોકોમા કંઇક વિશ્વને આપવા જેવું કાચા કે પાકા સ્વરૂપમા હોય જ છે આપણા આ નાનકડા સમાજમા કોઇ રમતમા હુશિયાર હોય છે, કોઇક નાકીમા, કોઇક પાકશાસ્ત્રમાં તો કોઇક રસોઇકરવામા, કોઇને ગાયો ને વાછરડા પર અનહદ પ્રેમ હોય છે ને કોઇક સંગીતનો આશક હોય છે. ને બીજામા એ સાવ ડોઠ હોય છે. જો જૂના ધોરણે આપણી શાળા આપણે ચલાવતા હોત તો નિશાળ ગોખી કરી લાવનારા સિવાયના આ સહુ લોકોને આપણે નાપાસ કરવા પડત, પણ આપણે એમ માનતા નથી. આપણે તો એમ માનીએ છીએ કે દુનિયામા આવા સ્મૃતિવિશારદો કે ગોખણિયા સિવાયના લોકોની પણ જરૂર છે. ને કદાચ ઘણી વધારે જરૂર છે. એટલે જે કોઇ વિદ્યાર્થી દિલ રેડીને એકાદ વિષયમા પણ નવીન કેડી પાડે તેને આપણે વધાવીએ છીએ, ભગત જેવા વિદ્યાર્થી જ્યા કચરો ભાળે ત્યાથી મૂંગા મૂગા ઉપાડયા કરે તેનો શું જેવો તેવો ઉપયોગ છે? નરપત સિંહ પ્રેમપૂર્વક વાછડા સાચવે છે તે કાતણમા બીજા કરતા પાછળ છે તેથી શું નાપાસ ગણાશે?

કાતણમા હુશિયાર હોઇ ને વાછરડા પણ કુશળતાથી સાચવે તો જરૂર વધારે સરસ, પણ તો વગી સફાઇમા પાછળ રહેશે, કે રસોઇમા મંદ રહેશે, એટલે બધી બાબતોમા કોઈ સરખી જ કુશળતા

કે સરખો જ રસ ધરાવતા હોય તે વાત સંભવિત નથી એટલે જ આપણે દરેકે એકી સાથે ગુરુ ને શિષ્ય-સેનાપતિ ને સૈનિક થવાનું છે. ગુણવંતભાઇ બંદૂકની તાલીમમા મારા ગુરુ થવાના ને કોઈ વિષયમા વળી હું ગુરુ થવાનો. કાયમનો કોઇ ગુરુ નહીં, કાયમનો કોઇ શિષ્ય પણ નહીં. શિષ્ય એ બાબતમા ગુરુનો પણ ગુરુ હોય. આ સત્ય વ્યવહારમા આપણે અનુભવીએ છીએ, તેથી જ એક પ્રકારની યંત્રવત્ નહીં પણ સાચી સમજણ આવે છે. જ્યાં એક પક્ષ આપ્યા કરે ને બીજો લીધા કરે ત્યાં સમાનના સંભવે નહીં. આપલે-અદલબદલ જગતમાં થયા કરે છે. તેથી કોઇએ સાર્વત્રિક ઇજારો રખાય નહીં. દરેકને કશુંક આપવા જેવું છે તે જો આપણે સમજીએ ને સદ્ભાવ-કદર કેળવીએ તો ભાગલા ન પડે. ભાગલા તો આપણા અંતરમાં પડે છે. ને પછી બહાર દેખાય છે. ને ભાગલાનું મૂળ બોજ કરતાં હું શ્રેષ્ઠ છુ તે ભાવ છે લોકશાહી એમ માને છે કે દુનિયા એકરંગની જ બને તેથી કાંઇ વિશેષ ફાયદો થાય નહીં. એમાં બધાં નહીં તોપણ ઘણા રંગોનો અવકાશ છે-નરી મીઠાશથી આપણને બે દિવસે અણગમો આવે. થોડી કડવાશ, ખટાશ, તુરાશ, ખારાશ, મીઠાશની જોડાજોડ સૌને સ્થાન છે. અલબત્ત કોઇનું થોડું ને કોઇનું વધારે; પણ તે પ્રમાણે પણ જો પરસ્પર માટે આદર હોય તોજ શોધવું સહેલું છે.

આજે આપણા દેશની હવામાં એ વસ્તુ દેખાતી નથી. મને ભય છે કે એ નહીં હોય ત્યાં સુધી આપણે સાચી લોકશાહી ઊભી કરી શકીશું નહીં. બે માણસો ભેગાં મળે છે એટલે ત્રીજાની નિંદા શરૂ કરે છે. ને તે બે પણ બીજા પાસે જાય છે ત્યારે છેલ્લે મળેલાની નિંદા કરે છે. આપણે આપણા અંગોનો જાણે જાણીબૂઝીને વ્યંગ કરી રહ્યા છીએ. આપણું સામાજિક જીવન આનો પડઘો છે.

ગુજરાતમાં દસલાખ આદિવાસીઓ છે, તે આપણે કેટલા જાણીએ

છીએ ? દસ લાખ એટલે ગુજરાતની વસ્તીના દસ ટકા. એ બધાં આજે કેવી હાલતમાં સબડી રહ્યાં છે તે સૂરત જિલ્લામાં જઇએ તો ખબર પડે. હરિજનો પણ ૧૫-૨૦ લાખ હશે, તેટલાં કોળી વગેરે હશે. આ બધાં સાથેનો આપણો વ્યવહાર જુઓ. અગસ્ત્ય કે વિશ્વામિત્રે એમની વચ્ચે રહી શબરી જેવી સ્ત્રીઓ ને ગુહ અને હનુમાન જેવાં રત્નો ઘડ્યાં. આજે જુગતરામભાઇ જેવા કોઇક છે, પણ કેટલાં ? ત્રીશ-ચાલીશ લાખને એ કેવી રીતે પહોંચી શકે ? જન સામાન્યનું અંતઃકરણ જો એ આદિવાસીઓ માટે ન કકળી ઊઠે તો જુગતરામભાઇનું ચાલે પણ શું ?

મનુસ્મૃતિનો એક શ્લોક વાંચીને મારા મનમાં આઘાત લાગેલો. તેમાં લખે છે કે જો કોઇ અનાર્ય આર્ય ને ગાળ દે તો દસ ઇંચ લોઢાનો સળીઓ તપાવીને એના ગળામાં ઉતારી દેવો; આપણે શૂદ્રો-અનાર્યો સ્ત્રીઓ-જે ૯૦ ટકાની વસ્તી છે તેમની અવહેલના કરવામાં બાકી રાખી નથી ને તેમાં જો ફેરફાર નહીં કરીએ તો જે પરિણામ આવશે તે ખોફનાક હશે.

માણસને કૂતરાં-બિલાડાંની જેમ રાખીએ ને પછી કટોકટીની પળે એની પાસે ધર્મ, દેશ કે સંસ્કૃતિને નામે વફાદારી માગવા જઇએ તો એ કેવી રીતે મળે ?

લોકશાહી સાથે આનો કદી મેળ ન ખાઇ શકે ને આમાં ધીમે ધીમે ફેરફાર પણ ન થઇ શકે. જૂના જમાનામાં એ કદાચ ચાલત કારણ કે આપણી પાસે અપરિવર્તન શીલ સમય હતો. આજે તો વીસ વર્ષમાં બે વાર દુનિયા પલટાઇ જાય તેવો જમાનો છે એમાં જે કર્યું તેટલુંજ થયું-જે બાકી રાખ્યું તેનો કશો જ ભરોસો નહીં. એટલે આપણે આજને પ્રભાતે એવો સંકલ્પ કરવો જોઇએ કે હું કોઇપણ સંજોગોમાં ઊંચા ને નીચાની દિવાલોને ટેકો નહીં આપું.

જો કોઇ પણ દિશા તરફથી આપણને ભય હોય તો મુખ્યત્વે આ દિશામાંથી જ છે

ખીનજી વંશમાં એક વટેન ઢેઢ કે હલકી કોમના ગુનામે ખીનજી બાદશાહનો નાશ કરી ફરી હિન્દુઓનું રાજ્ય સ્થાપવા પ્રયત્ન કરેલો પણ એને હિન્દુ રાજાઓએ ટેકો નહોતો આપ્યો કારણ કે તે હલકા કુળમાં જન્મ્યો હતો–તેના કરતા ગુનામી માગી

છેક મહાભારતના કર્ણના વારાથી આ ચાલ્યુ આવ્યુ છે આપણે તેને ધીરા સુધારા દ્વારા મિટાવવા પ્રયત્ન પણ કર્યો છે પણ કાળની ગતિ પણ વધી છે તેની સાથે જ સુધારાએ પણ ગતિ વધારવી જોઇએ. જો તે આ કમમાં આપણે ન કરી શકીએ તો આપણે લોકશાહી માટે અપાત્ર ઠરવાના.

સાધનને અભાવે આપણે નહીં હારીએ–થાપ ખાશું તો વિશાળ હૃદયના જન્મતી પરસ્પરની મદદ ને મળવાપણાને અભાવે

(૨૬)

# યુગનો મુખ્ય સવાલ

દરેક જમાનાને એનો ખાસ પ્રશ્ન હોય છે, એ પ્રશ્નને જો તે ન ઉકેલે તો તે જમાનાની બધી પ્રગતિની અવગતિ થઇ જાય ને જો તે ઉકેલે તો ઘણા ભયોમાથી તે ઊગરી જાય

આ જમાનાનો એવો કાળપ્રશ્ન છે શાંતિનો યુદ્ધો જે ખર્ચ ને જે ખનિહાન માગે છે તે જો ચાલુ રહે તો મનુષ્યજાતિનુ ભાવિ સાવ અધકારમય છે

હિરોશિમા પર જે બોમ્બ ફેંકાયો ને જેણે પડતા સાથ જ ૮૦ હજાર માણસોનો સર્વનાશ કર્યો ને બીજા એમનાને ધીમે મોતે માર્યા તે કરતા પાચસોગણી વિશેષ શકિતવાળો બોમ્બ આજે શોધાયો છે મહાભારતમા જે નારાયણાસ્ત્રનુ વર્ણન છે ને જેનો સામનો ભીમ-અર્જુન પણ કરી શક્યા નહોતા તેનુ આ નારાયણાસ્ત્ર છે તેને શોધવા ને નભાવવા માટે દેશની સપત્તિનો મોટો ભાગ પ્રજાઓ વાપરી રહી છે લોકોને પૂરા રહેઠાણ, પૂરો ખોરાક ફળ, દૂધ, કળવણી મળ્યા નથી, પણ મોતની આ સજાવટ અટકતી નથી

આ કેમ અટકે ?

વર્તમાન યુદ્ધો જૂના જમાનાના યુદ્ધો જેમ સ્ત્રીઓ કે જમીન માટે થતા નથી પણ મુખ્યત્વે થાય છે બજારો મેળવવા માટે જે

માલ ઉત્પન્ન થાય છે તે નફા સાથે ખપાવવા માટે. જેમ દેશ વધારે વ્યાપારઉદ્યોગપ્રધાન તેમ બજાર પણ વધારે પરાધીન. જે આખો દેશ વ્યાપારઉદ્યોગપ્રધાન હોય તેના માલિક કે મજૂર સૌનું હિત માલ ખપે, ખૂબ ખપે તેમાં જ હોય છે.

એટલે સાદો ઉપાય તો એ છે કે માલ વ્યાપાર માટે નહિ પણ મુખ્યત્વે જાતઉપયોગ માટે થાય જેને આપણે વિકેન્દ્રિત અર્થરચના કહીએ છીએ તે યુદ્ધ ટાળવાનો મોટામાં મોટો ઉપાય છે. પણ સો ટકા વિકેન્દ્રિત અર્થરચના થવી મુશ્કેલ છે કારણ કે લોકો વચ્ચે જે વેપાર રહેવાનો છે, તો એ વેપાર ખાનગી નફા માટે ન થા તે પહેલું જોવાવું જોઇએ; જો નફાની વહેંચણી સહુની વચ્ચે થઇ જતી હોય તો લોકોની ખરીદશક્તિ સમાન રહે. માલની કિંમત ને લોકોને મળેલ મજૂરી બંને પલ્લાં સરખાં રહે તો માલ કયાં વેચવો તે પ્રશ્ન આખરે ઊઠે નહીં ને બહારની બજારને હાથ કરવાની અનિવાર્ય જરૂરિયાત ઊભી ન થાય; આમ ઘર્ષણનું એક મુખ્ય કારણ ઓછું થાય.

આમ છતાંય દેશના લોકો વચ્ચે રહે છે તેમ દેશપરદેશ વચ્ચે પણ વેપાર રહેવાનો; ખાસ કરીને કોલસો કે યુરેનિયમ જેવાં દ્રવ્યો માટે ખેંચતાણ રહેવા સંભવ રહે છે. આ ટાળવા માટે જેમ દેશના આતરિક વેપારનો નફો દેશજનો વચ્ચે વહેંચાય તેમ આંતરરાષ્ટ્રીય વેપાર કે ઉદ્યોગનો નફો આંતરરાષ્ટ્રીય હિત માટે વપરાય તેમ ગોઠવાવું જોઇએ. જેમ વ્યકિતગત મૂડીદારી પ્રથાનો વિરોધ જરૂરી છે તેમ રાજ્ય કે દેશની મૂડીદારી પ્રથાનો વિરોધ જરૂરી થવાનો.

આનો વ્યવહારુ અર્થ છે કે દેશાભિમાન એટલું ઘટાડવું પડવાનું. જગતના ઝગડા વધારનારૂં ને દેશના જ નફા તરફ જોનારૂં અર્થશાસ્ત્ર દેશાભિમાનના પાયા પર ટકયું છે. જો દેશની અંદર એક શ્રીમંત ગરીબ પાસેથી સોઘા ભાવે લે ને તેને મોંઘા ભાવે આપે તે

અયોગ્ય હોય ને તે પ્રથાનો આપણે અંત લાવતા હોઇએ તો એક દેશ બીજા પછાત કે ગરજાઉ દેશ પાસેથી ઓછા ભાવે માલ લેવાની ને તેને મોઘા ભાવે આપવાની આશા રાખે તો તે પણ તેટલુ જ અનૈતિક ને અન્યાયભર્યુ છે

ધરતી પાસેથી લઇએ છીએ તેમ જ ખાતરરૂપે દઇએ છીએ ગાય પાસેથી દૂધ લઇએ છીએ તેમજ ખાણરૂપે દઇએ છીએ, તેની શકિતને ઘસારો આવવા દેતા નથી તો જ ધરતી ને ગાય લાબુ જીવે છે ને આપણને જિવાડે છે દીધા વિના લેવાનુ મે વરસ મીઠું લાગે પણ તે લેનારનો પણ નાશ કરે છે આ આદા કુદરતી કાયદાનુ ઉલ્લઘન છેલ્લા ચાર સૈકાનુ અર્થશાસ્ત્ર કરતુ આ યુ છે તે તો સસ્તામા લેવાનુ ને મોઘામા દેવાનુ અનર્થશાસ્ત્ર બન્યુ છે, આને લીધે તકલીફો જન્મી છે, લો ને આપો, મજૂરી લો–ખરી૰ શકિત આપો, માલ લો–ઉત્પાદન શકિત આપો–આ વસ્તુ એકે એક તબકકે અમલમા આવવી જોઇએ

પોતાના દેશ પૂરતો સમાજવાદ લાવવાની વાત દુનિયા ાા હવામા છે ખાનગી નફાનુ અર્થશાસ્ત્ર લોકોને ખરીદશક્તિ આપતુ નથી ને બેકારી મદી ને પછી બજાર સર કરવાના યુદ્ધોને જન્મ આપે છે તેમ સમજુ લોકો સ્વીકારવા માડયા છે

પણ તે જ નિયમ અ તરરાષ્ટ્રીય વ્યાપારમા લાગુ પાડવાનો વિચાર આવે છે ત્યારે દશાભિમાનનુ પૂતગુ આડે ધરાય છે, 'આપણો દેશ સમૃદ્ધ થાય તેમ નથી ઇચ્છતા ?'

આપણે હિમ્મતપૂર્વક આવા જૂના દેશાભિમાનને ત્યાજ્ય ગણવુ પડશે ને કહેવુ પડશે કે આતરરાષ્ટ્રીય વ્યાપારના નફો આતરરાષ્ટ્રીય બેકમા સહુને ફાળવવા માટે જમા કરાવવો જોઇશે.

જો આ ત્રણે વાતો કરવામા આવે ઞ બને તેટલો માલ જાત ઉપયોગ માટે કરવાનુ ઉત્પાદકોને ઉત્તેજન આપવામા આવે, ઞ દશની

અંદરઅંદરનો વ્યાપાર ને યંત્રોદ્યોગથી થતો નફો દેશભરતનો ગણવામાં આવે, ને ક્ર. આંતરાષ્ટ્રીય વ્યાપારનો નફો સૌ રાષ્ટ્રોનો ગણવામાં આવે, તો યુદ્દનો ભય ઘણે અંશે ઓછો થઇ જાય.

પણ મિથ્યા દેશાભિમાન આપણને આ વિચાર કરતાં રોકી રહ્યું છે ઉત્તમમા ઉત્તમ સમાજવાદી કે સામ્યવાદી પણ "મારો દેશ ખરો હોય કે ખોટો-પણ હું તેની સાથે" એમ કહેતાં અચકાતો નથી; કારણ કે તેનો દેશ બીજા દેશો સાથે ગળાકાપુ હરીફાઇ કરી જે નફો ઢમડી લાવે તેમાં તેનો પણ હિસ્સો હોય છે. સામ્રાજ્યવાદી દેશના મજૂરો પણ વધારે કે ઓછે અંશે સામ્રાજ્યવાદી બની જાય છે.

રાષ્ટ્રીય સમાજવાદ કે રાજ્યવ્યાપી સમાજવાદ દેશની અંદર ન્યાયની સ્થાપના કરી શકશે પણ તે જો રાષ્ટ્રીય સ્વરૂપને જ વળગી રહેશે તો યુદ્દો નિવારી શકાશે નહીં. સંભવ તો ઊલટો એ છે કે યુદ્દને એ વધારે તીવ્ર, ભયાનક કરી મૂકશે; કારણ કે આ અઘટિત વ્યાપાર-ઉદ્યોગમાં માલિક-મજૂરનો સ્વાર્થ સાથે હોવાથી બધા વધારે સ્વાર્થથી જોડાયા હશે.

વિશ્વશાંતિ ને દેશની અંધ વફાદારી સાથે ચાલી શકે જ નહીં. ગુરુદેવે કહ્યું છે: "હું મારા દેશને ચાહીશ પણ પૂજા તો સત્યની જ કરીશ." આપણે આજની પરિભાષામાં કહીશું કે હું મારા દેશને ચાહીશ પણ પૂજા તો સમાનબુદ્દિવાળા ન્યાયની જ કરીશ. ત્યારે જ ન્યાયી અર્થશાસ્ત્રનો પાયો વિસ્તાર પામશે ને શાંતિનો જન્મ થશે. નહીતર અંધ સ્વાર્થબુદ્દિવાળા અંધપુત્રોએ માતા ગાંધારીની શિખામણ ન માની ને મહાભારતમાં કપાઇ મૂઆ તેવું આપણું પણ થશે.

(૨૭)

# એક મુખ્ય કામ

હેરાલ્ડ નિકલ્સન જાણીતા અંગ્રેજ પત્રકાર ને ચરિત્ર લેખક છે. એમણે ૧૯૧૯ ની વાર્સાઇલ્સની સંધિ વિષે હમણાં એક પુસ્તક લખ્યું છે લખવાનો હેતુ આ બીજા વિશ્વયુદ્ધ પછી જે કાયમી સંધિ થાય તથા યુનો કામ કરતું થાય તેમાં એ વખતના અનુભવો તાજા કરી મદદરૂપ થવાનો છે મદદરૂપ થઈ શકવાના એ વિશેષરૂપે અધિકારી એટલા માટે છે કે, સંધિનું ખતપત્ર થયું હતું તે વખતે એ બ્રિટિશ પરદેશ કચેરીમાં અગત્યના હોદ્દાપર હતા ને અંદરના બનાવોના ભોમિયા સહેજે થવાનું બનેલું. એમણે પ્રસ્તાવનામાં જ નવી સંધિ વિશ્વશાંતિ તરફ લઇ જાય એ માટે કેટલાક કિંમતી સૂચનો મૂકયા છે ને તેના અભાવે જ ૧૯૧૯ ની સંધિ નિર્મૂળ ગઈ તેમ ભાર એંચે છે આખું પુસ્તક વાચતા અંદરનો એક મુદ્દો આપણા દેશને આજની સ્થિતિમાં અમને ઉપયોગી લાગ્યો છે, તેની નીચે ચર્ચા કરીએ છીએ જો કે આ માસિકની શરૂઆતથી જ એ પર અમે અવારનવાર ભાર તો મૂકયો છે જ.

નિકલ્સનના કહેવા મુજબ એ વખતની સંધિના ઘડવૈયા પહેલેથી જ અપ્રમાણિક, વૈરભાવથી દોરવાયલા કે ટૂંકી દૃષ્ટિવાળા હતા એમ નહોતું.

વિલ્સનના કે લોઇડ જ્યોર્જના આશયો સારા હતા; પણ રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયો તેનાં મુખ્ય કારણમાં એક કારણ એ જણાવે છે કે એમનાં તેમજ એમના મતદારો વચ્ચે આ બાબતમાં ઘણું મોટું અંતર હતું. એટલું જ નહીં પણ એ અંતર ભાંગવું તે મહત્ત્વનું કામ હતું તે વાતનો ખ્યાલ પણ એમણે રાખ્યો નહીં. એ લખે છે કે આ બધા આગેવાન પુરુષોએ લીગ ઓફ નેશન્સમા મધ્યસ્થ અદાલત રાષ્ટ્રના સાર્વભૌમત્વ પર મર્યાદા કે મુક્ત વ્યાપાર વિષે જે ઉદારમતવાદી પ્રવચનો કર્યાં તેની સાચી જરૂર તો પોતપોતાના મતદારો પાસે હતી. જે ઘણાએ કર્યું નહીં. પરિણામે એમના આદર્શોને આખરી મંજૂરી મળવામાં વિઘ્નો નડ્યાં. જો કે નિકલ્સને આને ગૌણ કારણ ગણ્યું છે. ને બીજા મુખ્ય કારણોમાં એને મૂક્યું નથી. પણ અમને એમ લાગે છે કે રાષ્ટ્ર સંઘની નિષ્ફળતામાં એને મુખ્ય કારણોમાંનું એક ગણવું જોઇએ. લોકશાહી માટે સૌથી મોટો સવાલ જ મતદારોના પ્રૌઢશિક્ષણનો છે. કારણ કે મતદારોની ઇચ્છા તે જ છેવટે રાજ્યની ઇચ્છા બને છે. એટલે લોકશાહીમાં મતદારો તે કૂવો છે ને રાજ્યતંત્ર તો માત્ર કોસ-બળદ વગેરે વાહન છે, આ સ્થિતિમાં બળદો ગમે તેવા સબળ હોય ને કોસ પતરાંનો હોય કે પિત્તળનો તેથી કૂવાનું પાણી જો ખારું, ડહોળું કે ઓછું હોય તો કાંઇ મીઠું સ્વચ્છ કે અખૂટ બનતું નથી લોકશાહી સિવાયના તંત્ર માટે આ સવાલ ઓછો ઊભો થાય છે. કારણ કે એ તંત્રને મતદારો-ની સંમતિ મેળવીને કાર્ય કરવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી. અશોક લોકોને પૂછ્યા સિવાય બુદ્ધધર્મને રાજ્યાશ્રિત કરી વ્યાપક કરી શકે છે. પડોશનાં રાજ્યોને યુદ્ધભેરી બંધ કરી નિઃશ્રેન મૈત્રી-બંધનો ઊભાં કરી શકે છે. પણ એકવાર લોકશાહીનો સ્વીકાર કર્યો એટલે લોકોના દરજ્જે રાજ્ય-ચાલકોએ ઉતરવું તે ધર્મ થાય છે. લોઇડ જ્યોર્જ જર્મનિને ગમે તેટલો સમાન દરજ્જો આપવા ધારીબર ઇચ્છતો હોય,

પણ ચાર વર્ષનાં યુધ્ધે જે વૈરપ્રતિવૈરનાં મોજા પ્રજામાં ઊભાં કર્યાં હોય તેને પોતાનું સ્થાન ટકાવી રાખવા માટે સ્વીકાર્યા સિવાય છૂટકો નથી હોતો એટલે લોકશાહીમાં મુખ્ય સવાલ એમા ધુરાવાહકો સારા પસંદ કરવાનો નથી પણ સારું પ્રૌઢશિક્ષણ વ્યાપક કરવાનો છે. આ નથી હોતું ત્યા લોકશાહી આવેગશીન, અસંયમી, અપ્તરંગી ને અમર્યાદાહીન, રોળા જ કે ટૂંકી દષ્ટિવાળો, સંકુચિત પંચ બની જાય જાય છે ગ્રીમની લોકશાહીનું અવસાન થવામાં પણ આજ કારણભૂત બન્યું હતું. લોકોને તત્કાળ જેણે મોટા મોટા વચનો આપ્યા, જેમણે મીઠી ખુશામતો કરી, જેણે લોકોના જુનાં વેરઝેરને કરંડીઆ-માંથી કાઢી પાગલ કર્યા તેવાં ખેલગામ ને ટૂંકી દષ્ટિવાળા લોકોને તે ઘડીએ તો સત્તા આપી, ને એ સત્તાએ જ એમનો સર્વનાશ કર્યો. થીસીડાડીસે એના આતરવિગ્રહના ઇતિહાસમા આનો વેધક અને હચમચાવી મૂકે તેવો ચિતાર આપ્યો છે.

આપણે એ સ્વીકારીને જ ચાલવું જોઇએ કે લોકો જો ધ્યાન આપવામાં ન આવે તો હમણા ને ઠીકઠીક લાબા કાળ સુધી કૌય કરતા પ્રેયને પસંદ કરવાની વલણ વાળા રહેવાનો સંભવ છે. માણુ-સોમાં જે દુર્વૃત્તિઓ પડી છે, તેને પ્રચારનો વાવટોળ, વાક્ચાતુર્ય ને છળ દ્વારા બહેકાવવી તે સહેલું છે. હીટલરે જે બીજા મહાયુદ્ધમા જર્મનીને ઉતાર્યું તે આનો પુરાવો છે. લોકો જાણે મોહ મદિરા પીને પાગલ થયા હતા. આનું પુનરાવર્તન થતું ન અટકે ત્યા સુધી સારા ધુરાવાહકો હોય તો પણ ન્યાય કે શાતિનું રાજ સ્થપાવાનો સંભવ ઓછો છે.

એટલે ન્યાય અને શાતિમા જે માનનારાં છે તેમનું કર્તવ્ય લોકશાહી રાજ્યમા સૌથી પહેલું એ શ્રેયસ પ્રિય થાય એ પાયા પર ઊભું કરેલું વ્યાપક પ્રૌઢશિક્ષણનું આદોલન ચલાવવાનું છે. આમ ન થાય ત્યા સુધી મેલેટસ જીતે ને સોક્રેટીસ મરે તે કરુણાત નાટક

ભજવાવું લોકશાહીમાં અનિવાર્ય છે.

આપણે ત્યાં લોકશાહી રાજ્ય ઊભું કરીએ છીએ. એની પાસે જેવો અગત્યનો સવાલ અનાજનો છે, જેવો સંરક્ષણનો છે, તેવો જ અગત્યનો પ્રૌઢશિક્ષણનો ગણાવો જોઇએ. આમ હોવા છતાં આપણે પ્રૌઢશિક્ષણ પાછળ દરિયામાં ખમખમ જેટલી રકમ પણ નાખતા નથી. પણ રાજ્ય એ મોડું કરે કે વહેલું પણ જેઓ એમ માને છે કે લોકશાહી રાજતંત્ર આવશ્યક છે તેમની તો ફરજ છે કે એમણે પ્રૌઢશિક્ષણનું વ્યાપક આંદોલન ઊભું કરવું.

આ પ્રૌઢશિક્ષણના થોડા પાયા અહીં વિચારીએ:

૧. પહેલું તો આ પ્રૌઢ શિક્ષણનો હેતુ લોકોને શું ગમે છે તે આપવાનો ન હોય પણ સમાજના શ્રેય માટે શું જરૂરી છે તે જોવાનો હોય.

૨. એક વ્યાપક ગેરસમજ છે તે કાઢી નાખવી જોઇએ કે પ્રૌઢશિક્ષણ એટલે નિરક્ષરતા નિવારણ, નિરક્ષરતા નિવારણ એ પ્રૌઢશિક્ષણનો અત્યંત નાનો એવો ભાગ છે. અક્ષરજ્ઞાન હોય તે છતાં સંભવ છે કે લોકો શિક્ષિત ન હોઇ શકે. બીજી બાજુએ હિન્દુસ્તાનમાં જેમ સદીઓ સુધી હતું તેમ અક્ષરજ્ઞાન ન હોય છતાં પ્રજા સંસ્કારી હોઇ શકે.

૩. પ્રૌઢશિક્ષણના મુખ્ય હેતુ બે હોઇ શકે: એક તો જે સદ્ગુણો સિવાય કોઇપણ સમાજનું અસ્તિત્વ ને વિકાસ શક્ય નથી તે સ્વીકૃત, સ્વંયસિદ્ધ સદ્ગુણોની સત્યતા, સુંદરતા ને ઉપયોગીતા નવે નવે રૂપે લોકો પાસે રજૂ કરવી. કારણ કે વાસણને જેમ માંજવું પડે છે તેમ મોટા ભાગના લોકોના શીલ પર ચડી ગયેલ કાટને અવારનવાર અજવાળવો પડે છે. મારી દૃષ્ટિએ આવા સ્વંયસિદ્ધ સદ્ગુણો આટલા છે: સત્યપ્રિયતા, વૈજ્ઞાનિક મનોવૃત્તિ, શ્રમ તરફ અભિરૂચિ, સહકારવૃત્તિ ને .

નિર્ભયતા. આ ગુણો કેળવવા માટે કાવ્ય, નાટકો, રમતો વગેરેની મદદ લેવી જોઇએ.

આ ઉપરાત દરેક જનસમાજને એના સમયમાં કેટલાક વિશિષ્ટ પ્રશ્નોને ઉકેલવાના આવે છે. આ પ્રશ્નોને ઉકેલવાની પદ્ધતિએ પ્રશ્નોનું મૂલ્યાંકન કરવાની રમમ પ્રૌઢોએ બાળપણમા જે પ્રાપ્ત કરી હોય છે તે લાબા કાળે ઘણીવાર નકામી થઇ હોય છે, ને છતાં જડ સંસ્કારોના બળે એને છોડી શકતા હોતા નથી. અસ્પૃશ્યતા એનો મોટો દાખલો છે. અસ્પૃશ્યતામા માનનારા બધા નિર્દય હોય છે તેનું નથી. પણ સંસ્કાર–જડતા તેનું કારણ હોય છે.

આ જડતાને હલાવવાનું કામ પ્રૌઢશિક્ષણમા પડેલ મંડળીનું છે કારણ કે બાળપણને પ્રૌઢાવસ્થા વચ્ચેના ગાળાને કોઇક પુલ વતી સાધી ન દેવામા આવે તો એ પેઢી વચ્ચે અથડામણ થયા વિના ન રહે. આજના વિશિષ્ટ પ્રશ્નો મને આ લાગે છે.

૧. દરેકોઇ રાજકીય સત્તાધારી પક્ષ પાસે લોકો ખુલ્લી ને સાબિત થાય તેવી હકિકતો પર ઉમેદવાને, વિચારવાણી ને મિલન સ્વાતંત્ર્ય પર તરાપ ન મારતા વહિવટની અપેક્ષા રાખે તેવી તાલીમ આપવી જોઇએ. ખુલ્લી ને સાબિત થાય તેવી હકિકતો પર રાજકીય કાર્યક્રમો રચાવા જોઇએ તે વાત લોકોને પ્રૌઢશિક્ષણ દ્વારા સમજાવવી જોઇએ. આજે ન સમજાવવામા આવે તો લોકશાહીનું ભાવી અધકાર ભર્યું છે. જે દહાડે લોકો મુખ્ય જરૂરીઆત પોતાના ગામમાંથી મેળવતાને એરિસ્ટોટલ સુચવે છે તેમ રાજ્ય ટેકરીપરથી દેખાય તેટલી જ મર્યાદા વાળું હતું. ત્યા હકિકતો સાચી છે કે ખોટી તે દરેક મતદાર થોડો પરિશ્રમ લે ત્યા જ જાણી શકે તેમ હતો. ઉમેદવાર પ્રામાણિક છે કે નહીં તે માટે બીજાના મતનાં આધારે ચાલવાનું રહેતું નહી, કારણ કે રાજ્યનો પ્રદેશ એટલો નાનો હતો કે મતદાર મોટા ભાગનાને જાતે અને અનુભવે જાણી શકતો. આજે જ્યારે રાજ્ય કુંભકર્ણ જેવું મહાકાય બની

ગયું છે ને સમાજ પોતાની જરૂરીઆતો અનેકવિધ પ્રદેશોમાંથી મગાવે છે ત્યારે નાણાં, હુંડીઆમણુ, પરદેશની સાથે વ્યવહારો, સ્ટોકએક્સચેંજ કે કોઇ વિશિષ્ટ શાખા વિશે મતદારને બનાવી જવો તે સાવ સરળ વસ્તુ છે. આ સંજોગોમાં સત્ય હકીકતોની ઉપયોગીતા અનેક ગણી વધી ગઇ છે. આમાં જો ફેરબ કરવામાં આવે તો વર્તમાન લોકશાહી એક છળ બની જાય.

૨. એવીજ બીજી વાત પ્રૌઢશિક્ષણમાં લોકોને ઠસાવવી જોઇએ કે આ અત્યંત જટિલ સમાજમાં ગમે તેટલી ચોકસાઇ રાખવામાં આવે તો પણ દરેક મતદાર સમાજની એ જટિલતાને ગ્રહણ કરી શકે તેટલો કુશળ થાય એવો સંભવ ઓછો છે. એટલે વસ્તી વધારો—જીવન ધોરણ બન્નેને લક્ષમાં રાખી બની શકે તેટલું પ્રાદેશિક સ્વાવલંબન લોકશાહીના સાચા ઉપભોગ માટે સબળ સાધન છે. આનો અર્થ એવો ન કરવો જોઇએ કે ગ્રામીણુ—ને નાના દેશો માટે સ્વાવલંબન શક્ય છે.

૩. આનાજ ફલિતાર્થ તરીકે દરેક પ્રદેશમાં માલની જેટલી આપ—લે કરવાની જરૂર રહે તેટલીજ પ્રેમની, સંસ્કારની વિશ્વાસની મૈત્રીની આપ—લે જરૂરી લેખાવી જોઇએ. મૈત્રી સિવાયની માલની આપ—લે જોખમી છે. ને એમાંથી જ રાષ્ટ્રના અખંડ સાર્વભૌમત્વનો ભ્રામક ને વિનાશક ખ્યાલ વ્યાપક થાય છે. જેટલા તમે બીજા સાથે એક રૂપ થાઓ તેટલું તમારૂં સ્વ ગળવું જોઇએ. આજે તો બીજાને જ ગળવાની વાત છે, બીજાનો માલ લેવો છે, પરસ્પરાવલંબી થવું છે, પણ રાજકારણની અંદર સ્વાવલંબી—સાર્વભૌમત્વનો આગ્રહ રાખવો છે. આ વિસંગતતા કોઇપણ કાળે ચાલી શકે તેમ નથી. એ વાત જોરશોરથી સમજાવવાનો આજે યુગ ધર્મ છે.

તેવો જ યુગધર્મ છે—રાજકીય લોકશાહીને આર્થિક લોકશાહીમાં

ફેરવીને રાજ્ય બહુમતીવાળા આમ વર્ગને સોંપવું. ને એ આમ વર્ગને આર્થિક રીતે શોષિત દશામાં રાખનારા કાયદા ચાલુ રહે તેવી કલ્પના કરવી તે તર્કશાસ્ત્રને બુડાડી દીધા જેવું છે. જો રાજકારણમાં સૌને સમાન અધિકાર હોય તો અર્થકારણમાં આવડો મોટો વિસંવાદ ચાલુ રાખવો કે ટકાવવાની મહેનત કરવી તે અર્થહીન છે. વાસ્તવિક રીતે બહુમતીને અર્થકારણમાં પણ એમનું હક્કનું સ્થાન આપવું પડશે; જે લોકશાહી આ સ્થાન આપી શકતી નથી તે લોકશાહી લાકડાના બનાવટી હાથી જેવી છે.

મને લાગે છે કે વર્તમાન યુગના આ ત્રણ મુખ્ય પ્રશ્ન છે: રાષ્ટ્રીય સાર્વભૌમત્વનું અંશતઃ વિલોપન, પ્રાદેશિક સ્વાવલંબન તરફ વિજ્ઞાનની મહત્ત્વા પ્રવર્તન ને અર્થકારણમાં પણ લોકશાહી. ચિરસ્થાયી સદ્‌ગુણો ઉપરાંત આ ત્રણ યુગ પ્રશ્નો પર પ્રૌઢશિક્ષણે પોતાનો મોરચો માંડવો જોઈએ. આ માટે વૈજ્ઞાનિકોને—વૈતાલિકો—માનસશાસ્ત્રીઓ ને માણભટ્ટો સહુનો સહકાર મેળવવો જોઈએ.

લોકશાહીમાં માનનારાઓનો સંઘ જો આ ન કરે તો આપણા યુગ માટે કાં તો લોહીયાળ ક્રાંતિ ને કાં તો અરાજકતા એ જ માર્ગો છે. જેમને લોહીયાળ ક્રાંતિમાં જોખમ લાગતું હોય કે પ્લેટોના તત્ત્વજ્ઞ રાજાઓની પરંપરામાં પણ વિશ્વાસ ન હોય છતાં જે લોક હિતેચ્છુ હોય તેમને માટે આ દૃષ્ટિએ પ્રૌઢશિક્ષણની ઝુંબેશ ઉપાડવી એ જ તરણોપાય છે. લોહિયાળ ક્રાંતિ આવી તો પણ તેને ઓછામાં ઓછું બળ વાપરવાનું રહેશે. કારણ કે પ્રૌઢ-શિક્ષણે લોકોને વિચારશીલ જાગૃત ને કર્તવ્ય પરાયણ કર્યા હશે.

## (૨૮)

# લોકશાહીની તાલીમશાળા

મિત્રો અને મુરબ્બીઓ,

**આ** સંમેલનનું પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ મને મળ્યું ત્યારે મારા મનમા થોડી ધાબાંજ થઇ. 'સહકારી પ્રવૃત્તિમાં મેં કોઇ જાતનું પ્રત્યક્ષ વ્યવહારૂ કામ કર્યું નથી, કે તેના વિષે કોઇ મહત્ત્વની પુસ્તિકા લખી નથી. તેના કોઇ ચર્ચા સંમેલનમાં પણ હાજર રહ્યાનું સ્મરણ નથી, આ સંજોગોમાં આવા સમેલનના પ્રમુખ સ્થાને મારે આવવું એ યોગ્ય છે ખરું ? તેમ મને ઘડીક થએલું, પણ સાથોસાથ મને યાદ આવ્યું કે પ્રત્યક્ષ કામ ન કરવા છતાં જ્યારે જ્યારે તક મળી છે ત્યારે મે સ્વરાજ આવ્યા પછી કે સ્વરાજ આવ્યા પહેલાય, સહકારી પ્રવૃત્તિને શરૂ કરવા કહ્યા કર્યું છે. તે વિષેની મારી પ્રતિતી ત્યાં સુધીની હતી કે વર્ષો પહેલાં મેં આપણા જાણીતા ખાદી-સેવક મોહનભાઇ માડવિયાને ખાદી કામ જેટલી જ અગત્ય સહકારી ભંડારને આપી સહકારી ભંડાર શરૂ કરવા આગ્રહ કરેલો.

વ્યવહાર ડાહ્યા છતાં અખતરામાં સાહસિક કુંડલાના લલ્લુભાઇ વગેરે મિત્રોએ આવો ભંડાર પણ મારા હાથે ઉઘડાવેલો. એ વખતે ઘણા ખાદી સેવકોમાં આ વાત નવાઇ જેવી લાગતી હતી. ...કારી પ્રવૃત્તિના પ્રમુખસ્થાને આ દાવે મને બોલાવ્યો હોય તો

જવામાં કશું અનુચિત નથી એમ મને લાગ્યું કારણ કે આજે પણ મારા નમ્ર મત મુજબ રચનાત્મક કે રાષ્ટ્રીય કાર્યકરોએ સહકારી પ્રવૃત્તિનું જેટલું મુલ્ય આકવું જોઈએ એટલું આકયું નથી તેઓ યુગનો પ્રવાહ સમજીને આજે ભલે આમા રસ લેતા થયા હોય, પણ જે નવો સમાજ અવતરી રહ્યો છે તેને ઓછામા ઓછી પીડા સાથે અવતારવો હોય તો સહકારી પ્રવૃત્તિ એ પાયાની રચનાત્મક પ્રવૃત્તિ છે અને તે સિવાય શુદ્ધ સાધનો દ્વારા અહિંસક સમાજરચના અશક્ય છે તે વાત રગેરગ વસી દેખાતી નથી

સાચી વાત એ છે કે જે સમાજ વચ્ચે આપણે જીવી રહ્યા છીએ, તેની અર્થવ્યવસ્થા ને રાજ્યવ્યવસ્થા કે સાસ્કૃતિક વ્યવસ્થા ગમે તેને લઇએ તો તેના દોષો સહકારી પ્રવૃત્તિ સિવાય ટાળવા શક્ય નથી એક જમાનો સહકાર તો સમાજ માત્ર કુટુબની કક્ષાએ હતો ત્યારે હતો જ સ્ત્રી પુરુષ, બાળક સૌના સહકારથી જ કુટુબનુ યોગક્ષેમ ચાલતુ હતુ મધ્યયુગના ગામડામા પણ કારીગરો ખેડૂતો સૌ સહકારથી ગામડામા જીવી શકતા હતા

પણ તે સહકાર વૃત્તિને આજની સહકાર પ્રવૃત્તિ વચ્ચે ગુણ તેમજ પરિમાણની દૃષ્ટિએ ઘણુ અતર છે, કહી શકીએ કે પૃથ્વી ને સૂર્ય જેટલુ

આપ સૌ જાણતા જ હશો કે વર્તમાન સહકારી પ્રવૃત્તિનુ સ્વરૂપ ને વિકાસ પશ્ચિમમા બધાયા છે પશ્ચિમ પાસેથી જેમ આપણે લોકશાહીના ખ્યાલો લીધા છે વ્યક્તિ સ્વાતત્ર્યના ખ્યાલો લીધા છે યત્રોદ્યોગ લીધો છે તેમજ સહકારી હિલચાલને પણ લીધી છે અલબત્ત, આપણી વારસાગત વિશિષ્ટતાઓ તેમા ભેળવી છે સહકારી પ્રવૃત્તિમા આપણી વિશિષ્ટતા એકરસ થઇ જવી જોઈએ

વસ્તુત વર્તમાન સહકારી હિલચાલનો જન્મ યત્રયુગ પછીથી છે

રાજકીય ક્ષેત્રમાં વર્તમાન લોકશાહી, એ જેમ યંત્રયુગની પેદાશ છે, તેમ જ આર્થિક ક્ષેત્રમાં યંત્રયુગના પેદાશ આ સહકારી પ્રવૃત્તિ છે.

જ્યાં એક માણસ બીજા માણસ જેટલી જ સગવડતા ભોગવતો હોય, કોઈ બહુ શકિતશાળી ન હોય ને કોઇ નિરાધાર ન હોય તેવા સમાજમા સહકારી સંગઠન સ્થાપવાનું કોઇને સૂઝે પણ નહિ. અનિવાર્ય લાગે નહિ, તેમાં સંગઠન સાધવું કોની સાથે? ને સાધીને ઝઘડવું કોની સાથે? હું રેંટિયો લઉં; તમે પણ લઇ શકો છો. હું એરંડિયાનો દિવો વાપરું તમે પણ વાપરી શકો છો. તેમા હું અન્યને નિરાધાર કરી શકું, લાચાર કરી શકું તેવી શકયતા છે જ નહિ. કારણ કે એ સાધન સર્વજન સુલભ છે, ને એનાથી હું ઉત્પન્ન ગમે તેટલું વધારું તો પણ બહુ વધી શકે તેમ છે નહિ. પણ જો હું વીજળીઘર કાઢું તો મારી સામે બે સંગઠન થઇ શકે. એક તો કોડિયું ને ડબ્બા બનાવવાવાળાનું, કારણ કે તેમનો વ્યવસાય હું છિન્નભિન્ન કરી નાખું છું. કારણ કે તેમની પાસે મૂડી નથી ને તેવું જ બીજું સંગઠન થઇ શકે વીજળીના વાપરવાવાળાનું કારણકે તેઓ જો અસંગઠિત હોય તો હું તેમને અંધારામાં રાખી મન ફાવતા ભાવો પણ લઇ શકું.

જો આ વાત આપના લક્ષમા આવી હશે તો ગાંધીજીના રચનાત્મક કામમા વર્ષો સુધી સહકારી પ્રવૃત્તિ વિષે એક કેમ ન દેવાયો તે સમજણમાં આવશે. કારણ કે ગાંધી વિચારણામાં શુદ્ધ દૃષ્ટિએ સમાજમાં યંત્રો ઓછામાં ઓછાં—નહિવત્ હશે તેમ કલ્પાયું હતું. જેમણે તેમનું 'હિંદ સ્વરાજ' વાચ્યું હશે તેમને, તેમણે રેલ્વે, તાર વગેરેનો જે ઉગ્ર વિરોધ કર્યો છે તે યાદ આવશે. જે ઉગ્ર વિરોધ એમણે વર્ષો જતાં હકીકતોના મહાન પારખનાર તરીકે મંદ કર્યો. પણ તેથી એમણે જે પાયાની ચેતવણી આપી છે તે નકામી નથી.

સહકારી પ્રવૃત્તિએ એ ચેતવણી સમજવાની છે. ને તેનો ઉકેલ

આપવાની તેની ગુંજાશ છે તેમ બતાવવાનું છે. શું છે આ ચેતવણી?

મહકારી પ્રવૃત્તિ, રાજકારણ, કેળવણી, અર્થકારણ, જે કહો તેને સવાલ આ છે કે માણસ વર્તમાન પરિસ્થિતિને વેઠિયો ન બની જાય પણ પરિસ્થિતિનો શિલ્પી બને. આજે ('થીંગ્સ આર ઇન ધ સેડલ')—માણસ નથી. ગાંધીજીએ જો આ યુગને શંખધ્વની સમી મહાન ચેતવણી આપી હોય તો તે આ જ છે. માણસનું સ્વાતંત્ર્ય, માણસની સમાનતા, માણસની આપસૂઝ ને માણસની નીતિમત્તા જળવાય તેનું સઘરું રચો. ઉત્પાદન વધારવાની, નફાની કે સોધુ બનાવવાની એકમાર્ગી ફૂચ બધ કરો આજે માનવને વસ્તુઓએ, તંત્રોએ, કાનૂનોએ અને રૂઢિઓએ દાટી દીધો છે. એકાદ ગાંધી, કે એકાદ રવીન્દ્રનાથ આ બધાં બોજનાં પોટલાં ફગાવી ઊભા થાય છે ત્યાં વળી આપણે નવું બોખુ ઊભું કરી દઇએ છીએ.

જાણીના સ્પેનિશ તત્ત્વચિંતક ને સ્પેનિશ ક્રાંતિના અધ્વર્યુ ગેસેટ વર્તમાન યુગના આ કોયડાને અત્યંત લાઘવપૂર્ણ રીતે છતાં અત્યંત વિશદ રીતે-તેના પ્રસિદ્ધ ગ્રંથ "આમજનતાનો બળવો"મા મૂકયો છે. તે કહે છેઃ-અત્યારના મહાપ્રશ્નોમાં રહેલ આંટીઘૂંટીભરી ઝીણવટ અને આ પ્રશ્નોનો જેણે અભ્યાસ કરવાનો છે તે મનુષ્યના મન વચ્ચેનું પ્રમાણ વિષમ છે અને જો એનો ઉપાય શોધી કાઢવામાં નહિ આવે તો એ વિષમતા વધતી જ જવાની. આ વિષમ પ્રમાણતા એ અત્યારની સંસ્કૃતિની ભારે મોટી કરુણતા છે. આ પ્રશ્નો તેના પાયામા રહેલ સિદ્ધાંતોને લઇને દિન પ્રતિદિન એટલા બધા વેગમા ને પ્રમાણમાં વધતા જાય છે કે સામાન્ય મનુષ્યના મનની ગ્રહણશક્તિને તેને પહોંચી વળવું મુશ્કેલ પડે.'

આ કોયડાનો ઉકેલ મારા નમ્ર મતે મને મહકારી હિલચાલમા દેખાયો છે, મને લાગે છે કે આપણે ગમે તે કરીએ તો પણ આજનો

સામાન્ય વિવેકપૂર્ણ માનવી યંત્રો કે પરસ્પરાવલંબન વિના ચલાવી શકશે નહિ. ને નવી વસ્તીના આયોજન વિષે આપણે જે કોઇ નિર્ણય ઉપર આવવું હોય તે આવીએ તો પણ વર્તમાન વસ્તીને આરોગ્ય વર્ધક ખોરાક, ઠીક રહેઠાણ ને વર્તમાન યુગને ઐતિહાસિક રીતે સમજે તેવી કેળવણી આપ્યા વિના ચાલવાનું નથી. માત્ર તળપદા હસ્તોદ્યોગને સ્થાનિક વપરાશના આધાર પર આ વસ્તીને આ ધોરણે આજની સ્થિતિમાં નભાવી શકીએ તે અશક્ય છે.

યંત્રો ને પરસ્પરાવલંબનની મદદ લીધા સિવાય રસ્તો જ નથી. પણ આ યંત્રો તથા આપ–લે આપણને ઉત્પાદનમાં મદદ કરે છે, પરંતુ તે જે નવો કોયડો રચે છે તેનો જવાબ તેની પાસે નથી.

તે નવો કોયડો છે વહેંચણીની વિષમતાનો. યંત્રો માલ પુષ્કળ ઉપન્ન કરે છે, પણ નફો એક મુઠ્ઠીભરને જ આપે છે. ને તેથીય વિશેષ, બાકીનાના આપસૂઝ ને નૈતિક સ્વાતંત્ર્ય તેથી ખૂંચવાઇ જાય છે. નફો જ જતો નથી, સ્વાતંત્ર્ય પણ જાય છે. સહકારી હિલચાલ આ યંત્રને સૌનું બનાવી, સૌને રસ લેતા કરી, સૌને તેમાં નિમંત્રી સૌને સમાન ભાગીદાર બનાવી, બે કોયડાનો એકી-સાથે ઉકેલ કરે છે. નફાના કોયડાનો તથા આપસૂઝને નીતિ-મત્તાના કોયડાનો. નફો રાષ્ટ્રીયકરણ કરી રાષ્ટ્રની તિજોરીમાં લઇ જઇ શકાય; પણ તો એ ઉદ્યોગોમાં વ્યકિત એ પૂતળું જ રહેવાની. સહકારી પ્રવૃત્તિ બીજું કામ પણ કરે છે. જેણે સારી સહકારી મંડળી ચલાવી હશે તેને સહકારી મંડળીમાં વ્યક્તિઓની બૌદ્ધિક અને નૈતિક જાગૃતિ ઉત્પાદનની જોડાજોડ કેમ વધે છે તે સમજાશે.

જોડિયા બસ સર્વીસવાળા પોપટભાઇ મને એક વખત કહેતા હતા કે "અમારી મંડળીની બસોમા ટિકિટ ચોરી લગભગ થતી જ નથી. કારણ કે જે વિદ્યાર્થીઓ આ સર્વીસનો લાભ લે છે, જે પેસેન્જરો આ લાભ લે છે, તેજ આવું ન થાય તે માટે ચોકી રાખે છે,

કારણ કે લાભ નુકસાનમાં એમનો પણ હિસ્સો છે.

જે વાત વાહનવ્યવહાર મંડળીને લાગુ પડે છે તે વાત દરેક ધરાક મંડળી, ઉત્પાદક મંડળી, શરાફી મંડળી કે બીજી કોઇપણ સહકારી મંડળીને લાગુ પડે છે.

ઉત્પાદન વધારવું હોય ને સાથોસાથ જો વ્યક્તિનું નૈતિક અને બૌદ્ધિક સ્વાતંત્ર્ય જાળવી તેની ભૂમિકા ઊંચે લેવી હોય, તો સહકારી પ્રવૃત્તિ એ જ રાજમાર્ગ છે. આપણી ખેતી તેનો આંખે ઊડીને વળગે તેવો દાખલો છે. સહકારી ખેતી સિવાય આપણો છૂટકો જ નથી. ને જે રીતે જમીનના ટુકડા આપણે કરતા જઇએ છીએ ને જે રીતે નાના ટુકડા ઉપર ગજા બહારનું મુડી રોકાણ આપણે કરતા જઇએ છીએ તે જોતાં તો બેઉ છેડેથી મીણબત્તી બાળવાનો રસ્તો છે. ઘડીક પ્રકાશ વધતો દેખાશે, પણ તે કાયમી અંધકાર લાવવા માટે, તેનો ઉપાય છે સહકારી ખેતી. ત્યાં વ્યક્તિત્વ અને સામાજિક જવાબદારી બંનેનો સુમેળ છે, સામુહિક ખેતીમાં ઉત્પન્ન વધે છે પણ વ્યક્તિત્વ ઘટે છે, આપણો કોયડો છે વ્યક્તિત્વના વિકાસને ચાલુ રાખી ઉત્પાદન વધારવાનો.

સહકારી પ્રવૃત્તિમાં ઘણી ભૂલો ને અખતરા થશે. પણ મર્મ જો સમજાઇ ગયો હોય તો એનો સુમેળ હાથ આવશે. જો કે સહકારી પ્રવૃત્તિના નિષ્ણાતોને મન તો સુમેળ શોધવો મહેરો છે. તેઓને મતે સહકારી પ્રવૃત્તિઓ ઘણા પ્રકારની થઇ શકે છે, પણ સાચી સહકારી મંડળી તો ધરાકોની જ છે. ઉત્પાદકો, નોકરિયાતો ને બીજા ન કરી શકે તેમ નથી. તેઓ પણ જરૂર કરે, તેનાથી પણ ફાયદો તો થશે જ, પણ સહકારી પ્રવૃત્તિના વિચારોને મતે ધરાકો પોતાની જરૂરિયાતને સંતોષવા જે મંડળીઓ રચે, તે સહકારી પ્રવૃતિનો પ્રાણ છે. આજે ધરાકો પોતાનો સહકારી ભંડાર ચલાવી ઇતિકૃત્યતા

માને છે. તે તો તેનો ઘણો સંકુચિત અર્થ થયો છે. શરૂમાં એ મહેલું છે માટે થાય છે, પણ એની શક્યતા ઘણી વિશાળ છે.

ઘરાકોની સહકારી પ્રવૃત્તિને મહત્ત્વ આપવાનું મુખ્ય કારણ એ છે કે, એમને મતે નફાના હક્કદાર નથી ઉત્પાદકો, નથી વચલા માણસો, તે તો ઘરાકો જ છે, નફો ગમે તે કારણે મળતો હોય, પણ તે આવે છે તો ઘરાકના ખિસ્સામાંથી જ. એટલે જે ઘરાકો સંગઠિત બની પોતાની જરૂરિયાતો નક્કી કરી મગાવે—બનાવે તે તેની પાછળની મૂળ કલ્પના છે. સહકારી પ્રવૃત્તિના આદ્ય સ્થાપક રૉબર્ટ ઓવને મજૂરોને કહી રાખેલું કે, "તમારે જ તમારા વેપારી ને કારખાનેદાર બનવું પડશે."

આ વસ્તુના મૂળમાં જો આપણે જઈશું તો એક સ્વયંઆયોજિત સમાજ આપણને દેખાશે. ઘરાકોની મંડળીને કેન્દ્રમાં રાખ્યા સિવાય પણ 'પ્રોડક્શન વિધાઉટ પ્રોફીટ' થાય પણ 'પ્રોડક્શન ફોર યુસ' ખરેખર બનાવવું મુશ્કેલ છે.

રાજ્યમાં જેમ ત્રણ આદર્શો છે—અરાજ્ય, સ્વરાજ, ને પરરાજ્ય; તેમ જ સમાજમાં પણ ત્રણ આદર્શો આપણી સામે છે. એકતા ગ્રામોદ્યોગ પર રચાયેલો સમાજ, જે વગર આયોજને આયોજિત છે, બીજો મુખ્યત્વે ઘરાકોની સહકારી પ્રવૃત્તિ અને અંશતઃ બીજાઓની સહકારી પ્રવૃત્તિને આવરી લીધેલો સમાજ, ને ત્રીજો કેન્દ્રિત રાજ્યે નક્કી કરેલ યોજના મુજબ ચાલતો સમાજ. આ કેન્દ્રિત રાજ્ય કોઈવાર મૂડીવાળા પાસે હોય, તો કોઈવાર કુશાગ્રબુદ્ધિ 'ટેકનોક્રેટ્સ'ના હાથમાં હોય.

સહકારી પ્રવૃત્તિને મેં જ્યારે જ્યારે મારાં ફૂલો અર્પ્યાં છે ત્યારે ત્યારે આવી સમજણથી. એ સાચું છે કે આ અર્થમાં આપણે ત્યાં સહકારી પ્રવૃત્તિ ઓછી ચાલે છે. સહકારી પ્રવૃત્તિના જે સિદ્ધાંતો

એટલા અગત્યના છે તેને આપણે પડતા લીધા છે. આપણને વર્ષો કેટલાક થયાં ? હજુ કાલ સવારે આપણે બેઠા થયા છીએ.

પાછળ જન્નારશાહી ને આગળ મહાભારત ઊભા છે જેમને વખત મળ્યો, જે યુદ્ધથી બચી ગયા, તેવા સ્વીડન, નોર્વે, સ્વિટ્ઝર્લૅન્ડ વગેરે દેશોના દાખલા પડ્યા છે.

તેમણે વગર સરમુખત્યારીએ, વગર મુડીવાદે પોતાને ત્યાં સુંદર સમાજ ખડો કર્યો છે. પેરિક્લીસે જે એથેન્સની લોકશાહી માટે કહ્યું છે, તે વાંચીએ ને તેની સાથે સ્વીડન, ડેન્માર્ક કે સ્વિટ્ઝર્લૅન્ડના લોકશાહી સમાજને સરખાવીએ તો પેરિક્લીસે જે એક શહેર માટે કલ્પ્યું ને અંશતઃ સિદ્ધ કર્યું તે ઉપલા દેશોએ પોતાના સમગ્ર દેશ માટે ઠીક અંશે સિદ્ધ કર્યું છે એમ લાગે. પેરિક્લીસના એ સ્મરણીય વાક્યો ઉતારીને હું મારા વ્યાખ્યાનનો મુખ્ય મુદ્દો સમેટી લઈશ. અમીરશાહી સાથેના આંતરવિગ્રહમાં હણાયેલા યોદ્ધાઓને અંજલિ આપતા એ કહે છે:

"આપણું એથેન્સ સ્વાધીન છે, અહીં લોકોનું, લોકો દ્વારા ચાલતું રાજ્ય છે, રાજ્ય વહીવટ થોડાના હાથમાં નથી પણ ઝાઝાના હાથમાં છે આપણા બાહેર જીવનમાં એકાધિકાર નથી. આપણે રુચે તેમ જીવીએ છીએ ને આપણો પાડોશી પણ તેને ગમે તેમ જીવે તેમ જોવા ઉત્સુક છીએ. આપણા બાહેર જીવનમાં, આદર ભર્યો છે. જે નિયમો દુભાયેલાના રક્ષણ માટે ઘડાયેલા છે, તેના માટે આપણે માનબુદ્ધિ કેળવીએ છીએ. પાડોશીઓને આપણે હાંકી કાઢતા નથી તેમની ઇચ્છા મુજબ આવે ને જાય. તે જેટલું વધુ શીખે તેટલું સારું; કારણ કે આપણું શહેર શાંતિ કે યુદ્ધ બંને સમયમાં પ્રશંસનીય જ રહે છે. એથેન્સ એ ભરત ગ્રીસની શાળા છે. આપણો નગરજન નજરે શું કરવું જોઈએ ને શું ન કરવું જોઈએ તેના સ્થિરમતિ ન્યાયાધીશ થાય તેમ આપણે ઇચ્છી[illegible]

કેટલાક એમ માને છે કે અજ્ઞાની ને અજડ માણસો જ વધારે નિર્ભય હોય છે. આપણી માન્યતા તદ્દન જુદી છે. આપણે તેને જ બહાદૂર માનીએ છીએ જે માફ નજરે જીવનમાં સુખદુઃખનાં બંને પાંસાને તોળી શકે. બધનું માપ કાઢી શકે, ને તે જાણ્યા છતાંયે જ્યાં જરૂર હોય ત્યા ધ્યાનપૂર્વક જોખમનો સામનો કરી શકે. આપણને રોજનો આનંદ જ શોકને દૂર કરવામાં દેખાય છે. વિશાળ ને મુંનું નગર પૃથ્વી પરના આનંદોથી ઉભરાઇ આપણા જીવનને આનંદ ભરપૂર અને મબર કરે છે. ટૂંકમા એથેન્સ એ ગ્રીસની શાળા છે. તેને સર્વાત્મભાવે ચાહો તેમ માગું છું."

સ્વીડન, નોર્વે, ડેન્માર્કમાં ને અંશતઃ ઇંગ્લાંડમાં આ મહાન આદર્શને રાષ્ટ્રવ્યાપી પ્રગટ સ્વરૂપે થએલો જોયો છે. આનંદ, અન્યના વિચારો માટે આદર, જ્ઞાનપૂર્વકની નિર્ભયતા, આ બધા સદ્ગુણો પ્રજામાં આવે છે કયાંથી? આખી પ્રજા સ્વયંનિર્મિત સર્જનાત્મક ઉદ્યોગમાં પડે છે ત્યારે.

એથેન્સના નાનકડા શહેરનો એકેએક નાગરિક શિલ્પ ને નૌકા-ઉદ્યોગમાં ને ગામનો સમગ્ર વહીવટ ચલાવવામાં આ ગુણો કેળવતો હતો. ને તે બધા ગૃહ કે હસ્તોદ્યોગો હતા.

આપણે આપણી લોકશાહીને સામાન્ય જનનાં બારણા સુધી કેમ અમલી કરીશું? લોકશાહી એ રાજકીય સિદ્ધાંત નથી. પેરિક્લિસના કથન મુજબ એ વ્યક્તિ, નગર અને રાષ્ટ્રનાં સર્વ અંગો પર નવો પ્રકાશ ફેંકતો સિદ્ધાંત છે. આપણે રાજકીય સમાનતા લાવીએ ને આર્થિક અસમાનતા નભાવી શકીએ ખરા? આર્થિક સમાનતા લાવીએ ને છતા બંધુભાવ વ્યાપક કરવા વિષે બેદરકાર રહીએ ખરા!

એ આર્થિક સમાનતા સુખદ નીવડે ખરી? ને આ બંધુભાવ તેના પાયામાં રહેલ હરેક વ્યકિતના આત્માની અણમોલ શકયતાને પ્રગટ કર્યા સિવાય સ્થાયી કરી શકીએ ખરા? પ્રભુના રાજ્યમાં પહો-

ચનાની આ બધી સોપાન પરંપરા છે. 'સાચી લોકશાહી મતદાનથી અટકી શકે તેમ નથી સહકારી પ્રવૃત્તિ, ઘરાકને કેન્દ્રમા રાખીને ચાલનારી સહકારી પ્રવૃત્તિ, વ્યક્તિના સર્જનાત્મક આત્માને ખોલવાનું મોકળું મેદાન આપે છે. ઘરાકોને શું જોઇએ છે, કેટલું જોઇએ છે, કેટલું બનાવવું, કેટલું મંગાવવું, કોણ આ સંભાળશે, કોણ વહેંચશે, સૌને છેવટ શું શું ગમે છે, શું શું પરવડે છે વગેરે વિવિધ કોયડાઓ એમને વિધવિધ જ્ઞાનના ને છેવટે સામાજિક દૃષ્ટિના દરવાજા ખોલી આપે છે. કાઇ દર પાચ વર્ષે કોઇ અપરિચિત કે અર્ધ-પરિચિતને મત આપી બીજા પાચ વર્ષ સૂનારી લોકશાહી ઇચ્છવું નથી. જે રાજ્ય લોકશાહીને ખરે જ અમલી કરવા માગતું હોય તેને માટે લોકશાહીની તાલીમની શાળા સહકારી પ્રવૃત્તિ જેવી એકે નથી. ઇગ્લાડના સામ્રાજ્યવાદીઓની તાલીમ ઇટન ને હેરોનાં રમતના મેદાનો પર થતી તેમ જ ભાવિ શોષણવિહિન મુક્ત લોકશાહી જગતના તાલીમ કેન્દ્રો સહકારી પ્રવૃતિના ભંડારો, સહકારી ખેતરો, સહકારી દવાખાના, સહકારી-પરિશ્રમાલયો, સહકારી પુસ્તકાલયો ને સહકારી વિજળી ઘરો થવાનાં છે. ત્યા તેઓ લોકશાહીના સિદ્ધાંતો પોતાની ચર્ચાઓમાં ઠરાવોમાં પ્રશ્નોત્તરમા ને બાધછોડમા પ્રાપ્ત કરશે, ને એ ધાવણ પર બલિષ્ઠ બની લોકશાહી રચશે. પણ જો રાજ્ય એ નહિ કરે તો પોતાના આપબળે જ સહકારી પ્રવૃત્તિ ચાલે, તેમ હું ઇચ્છું તો પણ તે શક્ય નથી બનતું. વિશાળ સાધનોમાંથી ફૂલપાંદડીના જેટલું આપે તો પણ ચાલે તેમ હું કલ્પી નથી શકતો. કાયદાની આપણા ધર્મની વ્યાખ્યા જ નિર્બલને બળવાન સામે રક્ષણ આપનારું નિયમન તે છે વિશાળ મૂડી ધરાવતા મૂડીદારો સામે, પ્રજાને રચનાત્મક રીતે ખડી કરવી હોય, પોતાના લોકશાહી તંત્રને ચરિતાર્થ કરવું હોય તો ચાલુ અર્થવ્યવસ્થાના ૬૦ ટકા જ્યાં સુધી સહકારી

ઢબે ન ગોઠવાય ત્યાં સુધી રાજ્યે કશા સંકોચ વિના કાયદાની, ધનની પ્રતિષ્ઠાની, પમંદગીની, પ્રાવિણ્યની મદદ કરવી પડશે, તો લોકશાહી જીવશે. જે રાજ્ય એમ કહે કે અમને તો સૌ સમાન છે. વાઘ–બકરી સરખાં છે. વાઘ ને બકરી એક આરે પાણી પીએ એ આદર્શનો અર્થ તો વાઘ પોતે બકરી જેવો અહિંસક બની જાય, પ્રેમાળ બની જાય તે છે. પણ વાઘ, વાઘ રહે ત્યા સુધી રાજ્યનો દંડ તેના ઉપર તોળાવો જોઈએ. આપણો આદર્શ આપણે ' કોઓપરેટિવ કોમનવેલ્થ ' રાખ્યો છે. ત્યા આ વાત વિશે વધારે કહેવું શું ? આટલું પણ બે કારણસર કહ્યું. (૧) સહકારનું કામ કરનારાઓમાં સહકારી હિલચાલ પોતાના બળ પર જ મૂડીવાદી અર્થરચનાને હરાવી શકે તેવી માન્યતા છે. (૨) ને લોકશાહી વિશે ભ્રામક ખ્યાલો છે, તે માટે ભ્રામક ખ્યાલ પ્રમાણે તો લોકશાહીમાં " પોગે તેના ભલ્લા " થાય.

જો રાજ્ય પોતાની સમગ્ર સંકલ્પ શકિત નાખી એક વખત ૬૦ ટકા અર્થવ્યવહાર આ ઢબે ગોઠવી દે તો તે પછી આપબળે આ હિલચાલ ચાલી શકે. પણ ત્યાં સુધી તો લોકશાહીમાં માનનાર હરકોઇ રાજ્ય પાસે આ હિલચાલનો રક્ષણ માગવાનો અધિકાર છે. ને રાજ્યની તે ફરજ છે, અથવા તે જ તેનો મહત્વનો આર્થિક કાર્યક્રમ છે.

આવી સહકારી પ્રવૃતિ માત્ર ઉત્પાદનને અને સોંઘાપણાને જ લક્ષમાં નહિ રાખી શકે. કારણ કે તેને ચલાવનાર, તેનો નિર્ણય કરનાર, નીચેના સેંકડો ગ્રાહક–નાગરિકોનાં જૂથો હશે. તે જૂથો પોતાની જરૂરિયાતો સંબંધી જાણકાર હશે, ને રોજિંદા જીવનમાં વિવિધ જરૂરિયાતોનો ખપ છે તે માટે એ વિવિધ પ્રકૃતિના માણસોનો સહકાર શોધશે. તે સૌના મન કેળવીને નિર્ણયો લઇ શકશે. તેમાં એકવિધતા નહિ ચાલી શકે, તેમા સૌનાં હૃદય સાંકળવા પડશે.

સરમુખત્યાર કહી શકે કે મારે તો કાપડ જ બનાવવું છે, મારે માખણ નથી બનાવવું, પણ બંદુકો બનાવવી છે. તે સૌને જેતરી

ઝપાટાબંધ કરી પણ શકશે. પણ જો સહકારી પ્રવૃત્તિના પાયા પર આયોજન હશે, તો ઘરાકો કહેશે કે અમારે તો શિલ્પઘર જોઇએ છે. અમારે શાળાઓ જોઇએ છે, અમારે પ્રકાશન મંદિર જોઇએ છે. ને તેને માટે આયોજન કરશે, મૂડી મેળવશે, વ્યવસ્થા ગોઠવશે, ને રક્ષણ-મદદ માગશે. એટલે સહકારી પ્રવૃત્તિ માત્ર ધારણ પોષણ જ નહિ પણ સત્વ સંશુદ્ધિ પે સહેજે કરશે. માનવ સમાજમાં જે જે ઝંખનાઓ પડી છે, તે બધાની તેમાં અભિવ્યક્તિ થવાની. ને ત્યારે પેરિક્લિસની જેમ આપણી લોકશાહીના નાયકો કહી શકશે કે "આ દેશમાં રાજનો આનંદ છે, શોકને દૂર કરવામાં. આ વિશાળ ને ખુશ્યો દેશ પૃથ્વી પરના આનંદોથી ભરાઇ અમારા પ્રજાજનોને આનંદને સમૃદ્ધિથી ભરી દે છે."

પણ ધારો કે રાજ્યે આમ ન કર્યું. સમાજ ગતિ શાસ્ત્રના જાણકારોના અભિપ્રાય પ્રમાણે તો રાજ્ય એ સંપત્તિવાળાઓના પક્ષમાં જ હંમેશાં કામ કરે છે. તટસ્થતા રાખે તે પણ ત્યારે, કે જ્યારે સંપત્તિવાળાઓ તેનો લાભ ઊઠાવી શકે. ઇતિહાસ સામાન્ય રીતે આને ટેકો આપે છે, ને જો આજની લોકશાહી પણ સંપત્તિવાનો માટે વિશેષ સંપત્તિ મેળવવાના સાધન તરીકે જ વપરાવાની હોય તો સહકારી પ્રવૃત્તિવાળા માટે માર્ગ વિકટ થવાનો. અલબત્ત, એથી કાંઇ હિંમત હારી જવાની નથી. કારણ કે બીજાં ઘણાં બળો સંપત્તિવાનોની તરફેણમા ભલે હોય પણ એક બળ એની તરફેણમાં નથી, ને તે કાળબળ. એટલે કાળ આપણી તરફેણમાં છે એમ જાણી ઘરાકોની મીઠું, મરચું, કાગળ, ઘી કે પેટ્રોલ, શિક્ષણ કે આશ્રય જે જરૂરિયાતો હોય, તે તેને વગર નફાએ મળે. તે માટેની આપણી લડત વણ થંભ્યે ચલાવ્યે રાખવી, ને ગાંધીજીની સ્વરાજની હિલચાલમાં જે સ્થાન રચનાત્મક કામનું હતું તે સ્થાન આ હિલચાલનું આવતી કાલ માટે સમજવું.

આપણે અન્ન અને વસ્ત્ર સંબંધમાં ગામડાંના જૂથોને સ્વાવલંબી

કરવા માટે સહકારી પ્રવૃત્તિ કરશું એ સિવાયની અન્ય ઉપભોગ સામગ્રી માટે મોટા ક્ષેત્રમાં ફેલાતી, આપને કરતી, સહકારી પ્રવૃત્તિ રચીશું; ને તે સિવાયના ક્ષેત્ર માટે રાજ્યને રાષ્ટ્રીયકરણ કરવાનું સૂચવશું ને ટેકો આપશું. પણ પાયા વિના ઇમારત થતી નથી. રચનાત્મક કામ વિના સત્યાગ્રહ થઇ શકતો નથી, તેમ પાયામાં સહકારી-વ્યાપક સહકારી પ્રવૃત્તિ વિના શોષણવિહીન સમાજ લોકશાહી પદ્ધતિથી રચવો ઘણો મુશ્કેલ થશે.

આવી સહકારી પ્રવૃત્તિને સરળ બનાવવામાં શિક્ષણ એ મોટો ફાળો આપી શકે તેમ છે. અહીં આવેલા દસ્તો જોયા. તેમાં નઈ તાલીમનો ઇશારો પણ નથી. હું નઇ તાલીમમાં પડેલો છું માટે "સીદી ભાઇને સીન્કા વહાલા" એ કહેવત મુજબ નઇ તાલીમની વાત અહીં કરતો નથી. પણ સહકારી હિલચાલને નઇ તાલીમ સાથે અતૂટ સંબંધ છે તેમ જોઉં છું એટલે કહું છું.

શિક્ષણ રાજ્યનો વિષય છે. ને રાજ્યે તો એ બહુઅંશે લોકલબોર્ડને ભળાવ્યું હોય છે. એટલે તેમાં આપણે સારું કે માઠું કરી શકીએ તેમ છીએ.

શિક્ષણ એ સમાજના આગેવાનોએ જે આદર્શ નક્કી કર્યો છે એ આદર્શ નાનપણથી ભણનારને સહજ બની જાય તે માટેનું વાહન છે. આપણે જો સહકારી શોષણ વિહીન સમાજ ઊભો કરવો હોય તો આજનું શિક્ષણ કેમ ચાલે? તે તો સામ્રાજ્યવાદી વિચારસરણીનું વાહન છે. તેમાં તો શ્રેષ્ઠને કનિષ્ઠનું-હોશિયાર ને ઠોઠનું ભૂત પહેલેથી ભરાયું છે. છેલ્લા પહેલામાં જેને આવડે, તે ન આવડે તેને ઠોઠ મારી તેની જગ્યાએ બેસી જાય છે. નંબર અપાય છે. કોઇને પૂછીને શીખાતું નથી.

દરેકે પોતાનો માર્ગ એકલાએ કરવાનો, વ્યક્તિવાદી બનવાનો,

તેમાં ઠામેઠામ ઉપદેશ ભર્યો છે. આપણને જોઇએ છે સૌની પાસેથી શીખનારો. સૌની સાથે એકરસ થનારો સહકારી માનવી. ને ત્યાં નિશાળના કારખાના ઉત્પન્ન કરી રહ્યા છે પોતાની હોશિયારીનું ગુમાન રાખનારો, હોદને ટાપલી મારનારો, પાછલાને ધક્કા મારી આગળ જનારો વ્યક્તિવાદી માનવી. આ ચાલ્યા કરે ત્યાં સુધી તમારૂં સહકારીનું કામ આગળ નહિ વધે. વાડ કાપી નાખીએ પણ પછવાડે કાંટા વાવવાની ક્રિયા બંધ ન કરીએ તો મૂર્ખાઇ કહેવાય. આપણે શિક્ષણ સંબંધમાં કાળને માનવબળનો અપવ્યય સહન કરીને મૂર્ખાઇનું પ્રદર્શન કરી રહ્યા છીએ. મેં 'સહન કરીને' એમ જાણી જોઇને કહ્યું છે કારણ કે આ વ્યક્તિવાદી શિક્ષણ ચલાવવામાં મૂડીવાદને ફાયદો છે. એથી જે શક્તિવાળો હોય છે તેને બીજા ઉપર હુકમ ચલાવવાનો ચીનો પડે છે. ને જે એ બાબતમાં શકિત વિનાના હોય, તેનામાં લઘુતાગ્રંથી કેળવાઇ, બીકણપણું, ગભરાટ, સંકોચ કે ગુલામીભાવ સ્થિર થાય છે. બીજી અનેક બાબતમાં એના સદ્ગુણ બહાર આવતા નથી. પણ મોટાભાગના લોકો આવા રહે તે વસ્તુ ખરેખર મૂડીવાદને જોઇએ છે પણ સહકારી ને શોષણહિન સ્વરાજ લાવવા ઇચ્છનારા તે સહન શા સારૂ કરી લે છે? અંગ્રેજીની કેટલાને જરૂર છે? પરદેશ કેટલા જશે? છતા તે છઠ્ઠા ધોરણથી દાખલ કરવાની હિલચાલ શરૂ થઇ છે. જે અર્ધો કે પા ટકો અંગ્રેજી ભણી પોતાના ખિસ્સા તર કરી બીજાને આંજી દેવાના છે તેના માટે છેક છઠ્ઠા ધોરણથી સૌને અંગ્રેજીનો બોજો શા સારૂ ? ને એ બોજા નીચે તેમને રૂંધવા શા સારૂ ? તેમને નાસીપાસીનો અનુભવ થાય, લઘુતાગ્રંથી બધાય, અને તેઓ એકમેળના ન રહે તે સારૂ ?

સહેજ લંબાણથી આ કહું છું પણ સહકારી પ્રવૃત્તિ માટે એ પાયાનો પ્રશ્ન છે ડેન્માર્ક 'ફોક હાઇસ્કુલ' લોકશાળાઓથી તરી ગયું. સહકારી દુગ્ધાલયો ને સહકારીખેતીને જન્મ આપનારી આ લોકશાળાઓ

હતી. આપણે સમજી લેવું જોઈએ કે આ વ્યક્તિવાદી શિક્ષણ, જેને લોકોની ખાંધ ઉપર બેસવું છે, (પછી તે બનાવટી આગેવાનને નામે કે બનાવટી નિષ્ણાતને નામે) તેને લાભકર્તા હશે. પણ જનતાને તો તેણે વિશૃંખલ, ભીરુ, ને લઘુતાગ્રંથી પૂર્ણ રાખેલ છે.

બાપુએ નઈ તાલીમ એમના રચનાત્મક કાર્યક્રમના કળશ તરીકે વિચારપૂર્વક ગણાવી છે. ને એ જ ગણતરીએ કે આમાં બાળક છેક નાનપણથી સહકારી ઢબે સમાજોપયોગી સવાલોનો વિચાર કરતું–તેને માટે સહકારી શ્રમ કરતું થાય છે. તે પોતાના વર્ગ સારુ કરે છે, શેરી સારુ કરે છે, પોતાના વર્ગની કપડાંની જરૂરિયાત વિચારે છે, તેને પહોંચી વળવા કામ-બાધતો વહેંચે છે, ને ધીમે ધીમે ગામ, ને સમગ્ર પ્રદેશનું આ ઢબે જ આયોજન કરતાં શીખે છે.

સહકારી વિદ્યાલયના રોશડેલ સહકારી ભંડારના આદિસ્થાપકોએ નફો સહકારી શિક્ષણમાં વાપરવાનો અફર નિયમ કર્યો હતો.

તમે, સૌ એ વાત પર પૂરી ગંભીરતાપૂર્વક વિચારો તેવી મારી વિનતિ છે.

(મધ્ય સૌરાષ્ટ્ર જિલ્લા સહકારી સંમેલનના પ્રમુખ સ્થાનેથી આપેલ વ્યાખ્યાન.)

## (૨૯)

# સંમતિ દ્વારા પરિવર્તન

પ્રાચીન કાળની કથામા છે· ભગીરથ મહારાજે બહુ તપસ્યાને અંતે ગંગાજીને સ્વર્ગમાથી ઉતાર્યાં પણ પૃથ્વી પર ઊતરતા પહેલા રસ્તામા શંકરની જટાની અંદર જ તે ગૂચવાઇ ગયા; સ્વર્ગની ગંગાનો ધોધમાર ઝીલવા માટે શંકરની જરૂર હતી, પણ કોયડો એ થયો કે ગંગાજી બહાર જ ન નીકળી શકયા. અહીં ભગીરથ, તેના શાપિત પૂર્વજો, ધરતી, તરસ્યા ઝાડપાન ગંગાજીની રાહ જોતા હતા ને ત્યા તો ગગાજી શંકરની પ્રચંડ જટામા ગૂંચવાઇ ગયા હતા,

ભૂદાનયજ્ઞ શરૂ થયો તે પહેલા સ્વરાજની સ્થિતિ કાઇક આવી હતી સ્વરાજ આવી ગયું હતું પણ તે ધારાસભાઓ, કમિટિઓ ને શહેરોના ગૂંચવાડામાથી માર્ગ કરી શકતું નહોતું. ગામડાઓ સ્વરાજ માટે ઊચી ડોકે વાટ જોતા હતા. તેમણે સ્વરાજ ઊતર્યાના ઉત્સવો પણ ઊજવ્યા હતા પણ સ્વરાજગંગા એમના પાદર–ખેતર ઘર સુધી પહોચી નહોતી, ને તેથી તેમના મનમા ઘડીક શંકા થતી હતી તો ઘડીક નિરાશા થતી હતી

ભૂદાનયજ્ઞની હિલચાલે તેમની શંકાને દૂર કરી છે, તેમનામા આશાનો સચાર કર્યો છે ભૂદાનયજ્ઞનો આ દેશની પ્રગતિમા મોટામા મોટો ફાળો તે જ છે. આપણે સૌ જાણીએ છીએ કે ભૂદાનયજ્ઞનો આરંભ તેલંગણા વિસ્તારના પોચમપલ્લી ગામમાથી થયો તે વિસ્તા-

રના ગરીબ મજૂરો અને ગણોતિયાઓની ધીરજ ખૂટી હતી. કૉમ્યુનિસ્ટ પક્ષે ખૂન-ખરાબા, હિંસા ને મારફાડનો માર્ગ લીધો હતો. પોલીસ, લશ્કર ત્યાં વ્યવસ્થા સ્થાપવા મથતાં હતાં પણ મૂળ જેને મહેનત કરવી છે તેની પાસે જમીન નહોતી ને જે જમીન ખેડતા નથી તેની પાસે જમીન હતી. તેનો ઉકેલ નહોતો હિંસામાં કે નહોતો લશ્કર-પોલીસ પાસે. ગરીબ લોકો પાસે સ્વરાજગંગા પહોંચે તે જ તેનો ઉપાય હતો. સ્વરાજ્યે આ દેશના વેપાર ને ઉદ્યોગમાં પડેલાઓને અંગ્રેજોએ ખાલી કરેલ ક્ષેત્ર આપ્યું હતું, સ્વરાજે ભણેલાઓને અંગ્રેજ સિવિલ્યનોના ખાલી સ્થાને બેસાડ્યા હતા પણ ગામડાના મજૂર-કિસાન, અર્ધબેકાર ખેડૂતોની પાસે સ્વરાજ એક જ રીતે પહોંચી શકે તેમ હતું: તે તેમને જમીન આપીને હિંદુસ્તાનમાં ૮૦ ટકા વસ્તી ખેતી પર નભે છે તેમ પણ આપણે જાણીએ છીએ, પણ આમાંનો ત્રીજો ભાગ ભૂમિહીન ખેતમજૂરોનો છે. ને એવો જ એક ભાગ બીજાની જમીન સાથે કે ગણોતે ખેડે છે. એ હકીકત ઘણીવાર આપણા મગજમાંથી ખસી જાય છે. આ બંને વર્ગો કે જેની સંખ્યા આપણે ત્યાં કરોડોની થાય છે, તેમને સ્વરાજનો અનુભવ એમને જમીન મળે ત્યારે જ થાય. જમીન એમને ત્યારે જ મળે કે જ્યારે જમીનની વર્તમાન માલિકીમાં ફેરબદલો થાય.

જો આ ફેરબદલો ન થાય તો જમીનમાં જે કાંઇ સુધારા થાય, ઉત્પન્નના ભાવોમાં જે કાંઇ વધારા થાય, સિંચાઇની જે કાંઇ સગવડો વધે તે બધાનો લાભ જે જમીનમાલિક છે તેને જ મળે, ને જે તે પર મહેનત કરે છે તેને ભાગે તો માત્ર મજૂરી જ રહે.

આપણે સૌ ઇચ્છીએ છીએ કે તેમને લાભ મળે. પણ જમીનના માલિકી હકમાં જ્યાં સુધી પરિવર્તન ન થાય ત્યાં સુધી એ શક્ય નથી. આ માલિકીહકમાં ફેરફાર ત્રણ રીતે થઇ શકે છે. વિનોબાજીએ તેને ' કતલ, કાનુન ને કરુણા ' એવાં નામો આપ્યાં છે; ખેડતા ન

હોય એવા માલિકી ધરાવતા હોય તેવા જમીનદારોની કતલ જુદીજુદી ક્રાન્તિઓમાં થઇ છે. લોકો અધીરા થાય છે ત્યારે એ રસ્તે વળે છે, પણ તેથી કામ સરળ થતું નથી. હિંસાથી મેળવેલી વસ્તુ હિંસાથી જ ટકાવી રાખવી પડે છે. જેના પર હિંસા કરો છો તેના મિત્રો, સગાંઓ, સહાનુભૂતિવાળા લોકો હિંસા આચરનારના વિરોધી બને છે. તેમને કોઇ વિદેશી રાજ્ય ટેકો પણ આપે છે, ને તે બધું મળી ક્રાંતિની હિંસા સામે પ્રતિક્રાંતિની હિંસા સળગાવે છે, જેને આંતરવિગ્રહ સિવીલ વૉરનું નામ અપાય છે. કોઇ પણ યુદ્ધ સારું નથી, ને દેશના દેશજનો વચ્ચેનું આ યુદ્ધ તો વધારેમાં વધારે જંગલી ગણાવું જોઇએ. જંગલી ગણાવાનો પ્રશ્ન જવા દઇએ, પણ આંતર-વિગ્રહની આગ સળગાવ્યા પછી જમીનસુધારણાનો પ્રશ્ન તો ખોરંભે પડે છે, ને ધ્યાન રોકાય છે માત્ર વિરોધીઓને નાનામાં નાની શંકા પર ખતમ કરવા પર. આમાંથી સરમુખત્યારી આવે છે ને લોકશાહીનો મૃત્યુઘંટ વાગે છે. કતલ દ્વારા લોકોની ભલાઇ કરવાની કોશિશ રશિયા, ચીન, હિન્દીચીન કે જ્યાં જ્યાં થઇ ત્યાં છેલ્લાં ૪૦ વર્ષમાં આ જ પરિણામ આવ્યું છે. કોયડો નવા કોયડા ઊભા કરે છે. આંતરવિગ્રહના ખર્ચ જેટલા પૈસા પેલા જમીનદારોને આપ્યા હોત તોપણ વગર સરમુખત્યારીએ કોયડો પત્યો હોત.

કતલના રસ્તાનું ઇતિહાસે બતાવેલું આ પરિણામ છે. કાનૂનના રસ્તાથી આપણે આ દેશમાં જમીનદાર વર્ગને હટાવવા વિવિધ પ્રયત્નો કરીએ છીએ. પણ તેમને જે વળતર આપવું જોઇએ તેનું ખેડૂતોને ચૂકવવું ભારે પડે છે. ને તેમાં તે કારણે વિલંબ થઇ રહ્યો છે, પણ તે વિલંબ જેને જમીનની ભૂખ છે તેને અધીરા બનાવે છે, ને તેમાંના ઘણાને જેમ કાનૂનની મર્યાદા તોડવાનું તેમને ઘડીક મન થઇ આવે છે.

ઉપરાંત ધારો કે જમીનદારોની જમીન તેના ખેડનારાને મળી

જાય તો પણ આ પ્રશ્ન ઊકલતો નથી; કારણ કે તેથી તો ગણોતિયાઓનો પ્રશ્ન ઊકલે. પણ ગામડાંની વસ્તીનો જે છઠ્ઠો ભાગ ઊભડ મજૂરોનો, તેનું શું ? જે ખેડૂતોની પાસે જોઇએ તેના કરતાં વધારે જમીન છે, ને જેઓ તેને સાથી કે મજૂરો પાસે ખેડાવી પોતે વેપાર કે બીજા ધંધો કરે છે, તેમનું શું ? એ કાઇ જમીનદારો નથી; તેમણે તો જમીન ખરીદી હોય છે.

આનો સરળ ઉકેલ એક જ છે—જમીન મલિકીના આખા વિચારને જ નાબૂદ કરવો. હવા–પાણીની જેમ માલિકી ન હોઇ શકે; જીવનની એ મૂળભૂત જરૂરિયાતો છે; તે સૌને વિના મૂલ્યે, જોઇએ ત્યારે મળે છે, તેવું જ જમીન વિષે થવું જોઇએ. આ દેશમાં પોષણનું મુખ્ય સાધન જમીન છે; દેશના ૮૦ ટકા લોકો સીધી રીતે ને સોએ સો ટકા લોકો આડકતરી રીતે જમીન પર જ નભે છે. તે જમીનની સેવા થઇ શકે, પણ તેના માલિક ન થઇ શકાય.

લોકશાહીની અંદર દરેક નાગરિકને મત હોય છે. ને સાથેસાથ આજીવિકા–સ્વાતંત્ર્ય આપવાની પણ રાજ્યની ફરજ ગણાય છે. બીજું ન અપાય પરંતુ પહેલું અપાય તો નાગરિકને મત આપતાની સાચી સ્વતંત્રતા રહેતી નથી તેમ રાજનીતિ–શાસ્ત્રીઓ કહે છે. સ્વતંત્ર મત હોય પણ પરતંત્ર આજીવિકા હોય તો જેની પાસેથી તે આજીવિકા મેળવતો હોય તેની સૂચના મુજબ આ પરતંત્ર સ્વતંત્ર મતદાર મત આપે છે. આ અનુભવે નાગરિકના મૂળભૂત અધિકારોમાં એક અધિકાર આજીવિકા–સ્વાતંત્ર્ય હવે ગણાય છે.

ભૂમિદાનયજ્ઞ દેખાવની ( ફોર્મલ ) લોકશાહીને ( રીઅલ ) વાસ્તવિક લોકશાહીમાં ફેરવવાનો કાર્યક્રમ છે.

ચૂંટણીઓમા જેઓ ગામડાંઓમાં ગયા તેમને ખબર છે કે ગામમા જે પટેલ–શેઠિયા ને જમીનદાર હોય તેમને મળીએ એટલે કામ સિદ્ધ થઇ જાય છે. હરિજનો, કોળીઓ ને બીજા ઊભડોને

બોલાવવાની જરૂર રહેતી નથી. પેલા પટેલો જ કહી દે છે, "તમે તમારે નચિંત રહો, ઢેઢો ને કોળીને અમે કહી દેશું. તમે બીજે ગામ ઊપડો." ને તેમના કહેવા પ્રમાણે થાય પણ છે.

હરિજનો ને ઊભડોને મળવાની કેમ જરુર નથી?

તે બધા જમીનવાળા, નાણાવાળાના મજૂરો છે. તેઓ જેમ કહે તેમ મત મોટેભાગે આપે છે, નહીંતર તેમને ખેતરમાં બળતણ લેવા ન આવવા દે, ઘાસ વાઢવા ન દે. ને ગામના ખેડૂતો ધારે તો મજૂરીએ પણ ન બોલાવે. તેમને બધાને મત છે, પણ તેમને સાચું મતસ્વાતંત્ર્ય છે ખરું? તેમનું મહત્ત્વ નથી, કારણ કે તેમને આજીવિકાસ્વાતંત્ર્ય નથી.

ભૂમિદાનયજ્ઞ તેમને જમીન અપાવી આજીવિકા–સ્વાતંત્ર્ય, જે સાચા સ્વાતંત્ર્યનું પ્રથમ પગથિયું છે તે આપે છે

પણ સવાલ એ ઉઠાવાય છે કે આમ માગીને શા સારુ જમીન મેળવવી? તે ક્યારે મળે? કાયદાથી કેમ નહીં? આમ તે જમીન મળે?

કાયદા થતા હોય તો તેનો નિષેધ નથી, જેમ કતલનો નિષેધ છે, પણ કાયદા ન થાય ત્યા સુધી હાથ જોડીને બેસી રહેવાથી જનતાની વધારે સેવા થઇ શકવાની છે? અધીરા ભૂમિહીનોમાં, આમ બેસી રહીએ તો, આશા પ્રગટશે ખરી કે?

બેસી રહેવાથી તો લોકશાહી જોખમાશે.

કતલ કરવી નથી, કાયદો થતો નથી, ને કરૂણા જગાડવી નથી. તો શું અધીરાઇની આગ ફેલાવા દેવી છે? લોકશાહીનો નાશ થવા દેવો છે? એ ન ભૂલવું જોઇએ કે લોકશાહીનો આધાર ધારાસભાનો હોવ નથી. જ્યા વેલિયાળ ક્રાંતિઓ થઇ ત્યા ધારાસભાઓ નહોતી તેમ નહી. લોકશાહીનો આધાર સમજુ, સહકારપ્રિય સંતુષ્ટ પ્રજાજીવન છે પ્રજાને સમજુ, સંતુષ્ટ ને સહકારપ્રિય .

વાનો કાર્યક્રમ તે જ ભૂદાનયજ્ઞ છે; એટલે કે લોકશાહીના બચાવ માટેનો એ નાગો મોરચો છે. ધારાસભા તો લોકોની ઇચ્છાને મહોર મારે છે; તેના કાયદાથી લોકોની ઇચ્છા થતી નથી. લોકોની ઇચ્છા વિરુદ્ધ ધારાસભા કાયદો કરી શકતી નથી. કરે તોય તેને પાછે હઠ કરવી પડે તેમ ઇતિહાસે નોંધ્યું છે.

ભૂમિ સૌની છે તે વિચાર હજુ સૌમાં પ્રસર્યો નથી. જમીનદારોને તો તે ગળે ઊતર્યો નથી જ, પણ ખેડૂતોમાં પણ એ વિચાર ફેલાયો નથી. છતાં જો જમીનવિહોણાઓને આપણે જમીન ન આપીએ તો બીજું આજીવિકાનું સ્વતંત્ર ને સુલભ સાધન પણ કયું છે? કાયદાનો નિષેધ નથી, પણ કાયદો થયો નથી, તેનું કારણ ઉઘાડું છે. લોકશાહીમાં તે જ કાયદો સફળ રીતે અમલમાં આવી શકે, જે કાયદાનું વાજબીપણું નાગરિકોના મનમાં વસ્યું હોય. એટલે મુખ્ય પ્રશ્ન છે ભૂમિદાનયજ્ઞનું વાજબીપણું લોકોમાં ઠસાવવાનું. એટલે જ વિનોબાજી આને વૈચારિક ક્રાંતિ કહે છે જમીન મળે કે ન મળે; લોકો વિચાર કરતા થાય. વિચારપૂર્વક આપતા થાય તે જ તેમની માંગ છે જો વિચાર સ્વીકારાયો તો કાયદાની ભૂમિકા પણ સાફ થઇ ને સાથોસાથ દાન પણ મળ્યા. 'દર્શન ઔર હરિભજન, એક પંથ દો કાજ' જેવું થયું. જે દાન આપે છે તેનું જ વિચાર-પરિવર્તન થાય છે ને જે દાન નથી આપતા તે પૂર્વે હતા તેવા ને તેવા સાવ રહે છે તેમ નથી હોતું. પૃથ્વી પર વરસતો વરસાદ બધા ખેતરને પલાળે છે, ભલે પાક દરેક ખેતરમાં ઓછોવત્તો ઊતરે.

પણ શંકા એ ઉઠાવાય છે કે આ વિચાર-પરિવર્તન કયારે થાય? કે ખરેખર થાય જ? ત્રણ વર્ષના પરિણામો જોઇએ, ૩૭ લાખ એકર જમીન મળી જેની કમમાં કમ કિંમત ૧ અબજ રૂપિયા ગણાય. દેશના બધા જ લોકો જમીનમાલિકીનો વિચાર મૂળજાત ફેરફાર માગે છે તે વિચાર કરતા થઇ ગયા, ને જમીનદારીનાબૂદીના

કાયદાઓમાં ઝડપ આવી. આ બધું શું વિચાર પરિવર્તન નહીં થવાની નિશાની છે?

લોકશાહીનો પાયો જ એ છે કે દરેક માણસ તટસ્થ રીતે નિષ્પક્ષ રીતે વિચારવાની મૂળભૂત શક્તિ ને વૃત્તિ ધરાવે છે આ જો ન માનતા હોઇએ તો વિવિધ પક્ષોના વિધવિધ કાર્યક્રમો લઇને પ્રજા પાસે જવાનો કોઇ અર્થ જ નથી. ને તો લોકશાહીનો પણ કાઇ અર્થ નથી. જેનામા વિચારશકિત નથી તેનો મત પૂછવા જવાની શી જરૂર છે?

દરેક નાગરિક, વાજબી રીતે સમજાવાય તો પ્રશ્નના વાજબી સ્વરૂપને સમજી શકે છે તેવી શ્રદ્ધામાંથી જ લોકશાહીનો જન્મ થયો છે. તો આજની પરિસ્થિતિમાં જમીનની માલિકી કોઇ વ્યકિતની ન હોય પણ સમગ્ર ગામની હોય, જેને જરૂર હોય તે પ્રમાણે ખેડ હક્ક મળે, જરૂર ઘટતાં જમીન ઓછી થાય, જમીન વધતા તેને વધારે પણ મળે તે મૂળભૂત વિચાર જનતા કેમ નહીં સમજે?

પણ આ વાત સ્વીકારાયા પછી પણ શંકા ઉઠાવાય છે કે જમીનની પુન: વહેંચણીની વાત વાજબી છે, તેમ માનો કે સૌ સમજ્યા; ને માનો કે આપણે સમજણ ને કાયદા બંનેની મદદથી તેને અમલી કરવા નીકળ્યા, પણ તેથી શું? જમીન જ કયા પૂરતી છે? ઊલટું, નાના ટુકડા કરીને આપણે ગરીબાઇ વધારશું તેમ નહીં બને? વિનોબાજી મહાન ગણિતી છે; ને કરતાં પણ તેઓ મહાન દ્રષ્ટા છે. તેઓ કહે છે કે ક્રાંતિમા ગણિત કરતાં ગુણપરિવર્તન મહત્ત્વનું છે; દેશના સમગ્ર નીચલા સમાજ ને જ્યારે ખબર પડી કે આ જમીન અમારા બાંધવોની પ્રેમપ્રસાદી છે તે વખતે તેમનામાં ઉત્સાહ ને ઐક્યના મોજાં ઊછળશે. તેમનામાં પ્રચંડ કર્મશકિતનો સ્ફોટ થશે. અણુનું વિભાજન થતા પ્રચંડ શકિતનો જન્મ થાય છે; નહીં કે

વિભાજનથી શક્તિક્ષય થાય છે. એ શુભ પરિણામ જ ક્રાંતિકારી-ઓનું નિશાન હોય છે. આ દેશની સામાન્ય જનતાને દેશના ઉપલા ને ઊજળા વર્ગ સાથે ઐક્ય નથી રહ્યું, ને તેથી જ આ દેશ વિશાળ વસ્તી ધરાવતો હોવા છતાં મધ્યયુગમાં વારેવારે આવનારા હુમલા ઓછા હોવા છતાં તેમનાથી હાર્યો હતો તે ઇતિહાસની કહાણી છે.

ઉપલા વર્ગની હારની આમસમુદાયને બળતરા નહોતી થતી. તે અલગ ઊભા ઊભા ટગર ટગર જોયા કરતા. મરાઠા યુગનાં થોડાં વર્ષો જ આનો અપવાદ છે. બાકી મધ્યયુગની આ કહાણી રહી છે. આ માનસિક અનૈક્યનું કારણ હતું સામાજિક અસમાનતા. ગાંધીજીએ ખાદી, અસ્પૃશ્યતા નિવારણ, નઇ તાલીમ ને સર્વધર્મ-સમભાવના કાર્યક્રમ દ્વારા સામાજિક અસમાનતા ટાળવાનો કાર્યક્રમ આપ્યો. સામાજિક અસમાનતાનાં મૂળ પણ આર્થિક વિષમતામાં છે. આ આર્થિક-વિષમતાનું મુખ્ય મૂળ જમીનની માલિકીનો રોગ છે. ભૂદાન-યજ્ઞ આ વિષમતા મટાડશે. તે દેશના નીચલા, મધ્યમ ને ઉપલા વર્ગની વચ્ચે ઐક્ય સ્થાપશે. આ ઐક્ય અનુભવતાં આમ દેશવાસીમાં પ્રચંડ શક્તિનો જન્મ થવાનો. પછી તેઓ ટગર ટગર જોયા નહીં કરે. અમારે શું ? તેમ નહીં વિચારે પણ કોશ-કોદાળી ત્રીકમ-પાવડા, ખૂરપી-ખૂરપા લઇને કામે લાગશે. ને તે દિવસે જ આ દેશ બહાર ને આંતરિક બંને ભયમાંથી મુક્ત થશે. ત્યારે જ મધ્યયુગનો આ દેશમાં અંત આવશે.

જમીનના નાના ટુકડા થતાં ઓછું જ ઉત્પન્ન થશે. તેમ માન-વાની પણ ખેતીનું વિજ્ઞાન આજે ના પાડે છે. જે અનેક જળસિંચન યોજનાઓ આપણે કરી રહ્યા છીએ તે પીતની ખેતી વધારશે જ. ને જેટલી પીતની ખેતી વધે તેટલી ઓછી જમીનમાં વધારે પાક લેવાની શક્યતા વધવાની જ. ખેતીવિજ્ઞાનનો પૂરો ઉપયોગ કરીએ તો

માત્ર બિયારણ સુધારણા, રોગપ્રતિકાર અને ખાતર એ ત્રણના જ મદદથી દોઢી આવક કરવી તે મારા પંદર વર્ષના ખેતીના અનુભવે સાવ રમત દેખાય છે. બે જ દાખલા આપું આજથી ૨૦ વર્ષ પહેલા પુનાગરી શેરડી વવાતી. તે વીઘે ૫૦ થી ૬૦ મણ ગોળ આપતી પછી વાસડી–પી. ઓ. જે. શેરડી આવી તે ૭૦ થી ૮૦ મણ ગોળ તેજ ખાતર ને માવજતથી આપતી. હવે કોઇમ્બતુર ૪૧૯ વવાય છે. તે ૯૦ થી ૧૦૦ મણ આપે છે. ૬૦ માથી ૧૦૦ મણ તો માત્ર બિયારણ—સુધારણાથી જ બન્યું છે. તે જ રીતે બાજરા–ઘઉં બને વિષે બન્યુ છે બાર વર્ષ પહેલા અમારી જ વાડીમા વીઘે જ્યા ત્રણ મણ બાજરો થતો ત્યા અમે વીઘે ૧૬ મણ નિયમિત લઇએ છીએ. તેમા પ્રતાપ છે સુધારેલા બિયારણના ને ખાતરના

આપણો હાલનો પ્રશ્ન તો માત્ર ⅙ ભાગના ભૂમિહીનોને જ સમાવવાનો છે, એટલે કુલ જમીનની ઉત્પન્ન ⅙ ગણી જ વધારવાની રહે છે પ્રેમપૂર્વકના દાનને પરિણામે જે શકિતનો સ્ફોટ થશે તેને માટે આ તો સાવ નાની વાત છે હા, પ્રેમ–પૂર્વકનુ, સમજપૂર્વકનુ દાન જોઇએ લોકો આપે છે, પણ શ્રદ્ધાપૂર્વક સમજનારા પૂરતા નથી

શ્વેતકેતુને તેના પિતા ઉદ્દાલકે વડના ટેટાનું એક બી બતાવી કહ્યુ "વત્સ, આને તું તોડ"

"તોડયુ."

"તેમા કાઇ દેખાય છે?"

"કશું દેખાતુ નથી."

"છતા તેમાથી વડનો જન્મ થાય ખરો?"

"હા, ભગવન્"

"તો તે સૂક્ષ્મ દેખાતી વસ્તુમાં જ વિશાળ વડ, તેનાં શાખા, મૂળ, પાંદડાં સાથે છુપાયેલો પડ્યો છે. શ્રદ્ધાવ."

આપણે પણ આ મહાન વિચારમાં શ્રદ્ધા રાખીએ; તેમાં એક સર્વકલ્યાણકારી લોકશાહીના મૂળ, શાખા ને પાનડાં છુપાયલા પડ્યા છે.

ભૂમિયજ્ઞ સફળ થાઓ!

## (૩૦)

# વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ

આજના દિવસે એક વસ્તુ તરફ તમારું ધ્યાન ખેંચું. વિનોબાજીના જીવન પર ગીતાની બહુ મોટી અસર થઇ છે તેમ આપણે માનીએ છીએ એના ઉપરથી આપણે એમ ન માની લઇએ કે ગીતાની ચોપડીની અસર છે. ગીતાના પુસ્તકો તો બબ્બે ચારચાર આનામાં પુષ્કળ વેચાય છે. છતાં સામાન્ય રીતે આપણે કહી શકીએ કે આપણી દશા બહુ સુધરી છે તેવું નથી. આપણે મોટે ભાગે જ્યાંના ત્યાં જ રહીએ છીએ. અસંખ્ય માણસો ગીતા વાંચે છે પણ વિનોબાજીએ તેનું વાચન કર્યું છે તેમાં મોટો ફરક છે. રામનું નામ તો બધા જ બોલે છે પણ બોલનાર બોલનાર વચ્ચે પણ ફેર હોય છે ને?

રામ નામ સબ કોઇ કહે
　　ઠગ ઠાકુર ઔર ચોર,
જો નામસે ગણિકા તરી
　　સો નામ કછુ ઔર.

ગાંધીજી કહેતા કે વજનમાં ખાંડીના હિસાબે તોળી શકાય તેટલા વાંચન કરતાં અધોળ આચરણુ વધારે મૂલ્યવાન હોય છે; એટલે જ આપણે નઇ તાલીમને વળગી રહ્યા છીએ. કારણુ કે એમાં આચારનો વિચાર સાથે સમન્વય છે.

આપણે વિચારજન્ય આચરણુની અદ્દભુત શકિતનો દાખલો ખુદ ગાંધીજીના જીવનમાંથી જ ઉપાડી શકીએ તેમ છીએ. તેઓ કહે છે કે મારા જીવનનું પરિવર્તન જોન રસ્કિનના 'અન ટુ ધિસ લાસ્ટ' નામના પુસ્તકથી થયું છે. ઘણાએ એ પુસ્તક વાંચ્યું હશે; એ પુસ્તક વાંચનાર ગાંધીજી કંઇ પહેલવહેલા જ નહોતા.

ગાંધીજીએ વાંચ્યા પછી પણુ એ પુસ્તક ઘણાએ વાંચ્યું હશે. પણુ ગાંધીજીની જેમ આચરણુમાં ઉતારવાવાળા કેટલા ? પણુ ગાંધીજી તો તે વાંચતાવેંત જ પોતાની ધીકતી વકીલાત છોડી દેતાં અચકાયા નહીં. એમને લાગ્યું કે વકીલ ને મજૂર બંનેની મજૂરી, મહેનતાણું સરખાં હોવાં જોઇએ. ગાંધીજીએ તરત જ પોતાની કમાણી છોડી દીધી. સંકલ્પ કર્યો એટલે ખલાસ. જે વસ્તુ સાચી લાગી તે જ ક્ષણે આચરણુમાં ઉતારવાનો ગાંધીજીનો સંકલ્પ જુઓ ! એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે માત્ર ગીતાજી વાંચવાંચ કરવાથી આપણો જેટલો અર્થ સરે છે તે કરતાં તેને આચરણુમાં મૂકવાથી ઘણો વધારે સરે છે.

આજનો દિવસ વિનોબાજીને સમજવાનો છે. આમ તો વિનોબાજીને સમગ્ર રીતે સમજવા તે આપણી શકિત બહારનું છે તેમ નમ્ર ભાવે સ્વીકારવું જોઇએ. ઊંડા સરોવરમાં તરી શકાય પણુ તેનો તાગ ન લાવી શકાય.

આ દેશમાં વેદકાળથી માંડીને આજ સુધી એટલે કે ગાંધીજી સુધી જે કંઇ ઉત્તમ ચિંતન થયું છે તેના તેઓ પ્રતિનિધિ છે. એમણે ભારતીય સંસ્કૃતિની નાડ પારખીને જે નવો વિચાર આપ્યો તેને

આપણે ભૂદાનયજ્ઞનો વિચાર કહીએ છીએ.

આપણે બધા કાવ્યો ભણીએ છીએ ત્યારે જોઇએ છીએ કે ઉત્તમ કાવ્યોમા બે અર્થ હોય છે.

રવીન્દ્રનાથનું 'આવાગમન' લો. તેમા રાજાના આગમન વખતે લોકો બેદરકાર રહી પસ્તાયા, તેવો વાચ્યાર્થ છે. પણ તેનો વ્યંગ્યાર્થ તો છે માનવજીવનના પ્રમાદ તરફ. રૈયત તે માનવી ને રાજા તે કાળ. આથી કાવ્યનો આનંદ વધી જાય છે. કાવ્યના બે અર્થ વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ માફક ઉત્તમ વસ્તુનું પણ આવું જ હોય છે. ગાધીજીએ સર્વોદયનો વિચાર અનુભવે ઉત્તમ કહ્યો છે. તેમા પણ ઉત્તમ કાવ્યની માફક બે અર્થ છે.

દા ત ગાધીજીની ખાદીનો વાચ્યાર્થ લોકોને કંઇક રોજી મળે તેવો છે. પણ કાવ્યના મૂળભૂત લક્ષ્ય વ્યંગ્યાર્થની જેમ ખાદીનો વ્યંગ્યાર્થ છે અહિંસક સંસ્કૃતિ નિર્માણ કરવાનો. ખાદી એક પ્રતીક છે. પણ તેવા પ્રતીકો બીજા પણ હોઇ શકે. તેમા વધારો ઘટાડો થાય પણ લક્ષ્ય તો અફર રહે

એવું જ ભૂમિદાનના વિચારનું છે. એનો વાચ્યાર્થ આપણા દેશની ગરીબી ટાળીને શાતિપૂર્વક વધારે સારી રીતે જીવતર જીવવાની સામાજિક તકો ઉભી કરવાનો છે. આજે આપણા દેશમા સ્વતંત્રતા પણ છે અને લોકશાહી પણ છે.

લોકશાહીમા પ્રત્યેક નાગરિકને મતનું સ્વાતંત્ર્ય હોય છે. પણ મતનું એકલું સ્વાતંત્ર્ય અસરકારક બળ નથી બની શકતું. આજે આપણા સમાજમા અને દેશમા મતનું સ્વાતંત્ર્ય છે. પણ મોટા ભાગને આજી વિકાનું પારતંત્ર્ય છે. એનો અનુભવ ચૂટણી વખતે પૂરેપૂરો થતો હોય છે. ચૂંટણી વખતે ગામડામા જઇએ ત્યારે આપણે કંઇ ગામડાના ગરીબ મતદારો પાસે આજે તો હકીમ્તે જતા નથી હોતા ખરી,

તો જવું જ જોઇએ. એમ નથી થતું પણ થાય છે કંઇક જુદું જ. ગામના ચારપાંચ આગળ પડતા આગેવાનોને મળીએ એટલે ગામના ગરીબોના મત હોય તેટલા મળી જતા હોય છે. કોઇક એવી મશીનરી ગોઠવાઇ ગઇ હોય છે કે આપણને આશ્ચર્ય પમાડે તે હદે ઝડપથી આ મતપ્રાપ્તિનું કામ પૂરું થઇ જાય છે. આનું કારણ એ કે ગામના ભરવાડ–રબારી, હરિજન, ઊભડોને આજીવિકા માટે પરતંત્ર રહેવું પડતું હોય છે; કદાચ આ આગેવાનો સામે જ મીટ માંડીને બેસવું પડતું હોય છે. એટલે જ આગેવાનોના ખિસ્સામાં આ મતદારોના મત પડેલા આપણે જોઇ શકીએ છીએ. ભરવાડોએ પેલાના શેઢે ઢોર ચરાવવાના હોય, હરિજનોએ કરગઠિયા વીણવાના હોય, ઊભડોએ દા'ડીએ જવાનું હોય આથી પાંચ વર્ષે એક વાર આવનારી ચૂંટણીની સારુ તેમની સાથે કોણ બગાડે ?

એનો અર્થ એવો થયો કે મતનું સ્વાતંત્ર્ય હોય પણ આજીવિકામાં પરાધીનપણું હોય તો લોકશાહીનો રથ ચાલે નહીં. લોકશાહી અપૂર્ણ રહે. એટલા માટે જ વિનોબાજી કહે છે કે લોકશાહી અધૂરી છે. તેને પૂરી કરવા માટે મત–સ્વાતંત્ર્યની સાથે સાથે આજીવિકાનું સ્વતંત્ર સાધન પણ હરેકને આપવું જોઇએ. ભૂમિ આપવી જોઇએ. ભૂમિ એટલા માટે કે ભારતના મોટા ભાગના લોકો ખેતી પર જીવે છે આથીજ વિનોબાજીએ પોતાની વાત ભૂદાનથી શરૂ કરી છે. આજીવિકાનું સાધન આ દેશમાં તો ખેતી–ગ્રામોદ્યોગ અને વિકેન્દ્રિત અર્થરચના દ્વારા જ મળી શકશે.

આમ તો આજીવિકાનું સ્વાતંત્ર્ય એ ભૂમિદાનનો વાચ્યાર્થ છે. આપણે એક વાત સમજી લેવી જોઇએ કે આજીવિકાનું સ્વાતંત્ર્ય અને આજીવિકા એ બંને જુદી વસ્તુ છે. આજીવિકા કદાચ મોટા કારખાના અને કેન્દ્રિત અર્થવ્યવસ્થામાંથી મળશે. પણ આપણે જેને લોકશાહીની આધારશીલા રૂપ માનીએ છીએ તેવી આજીવિકાનું સ્વાતંત્ર્ય તો

ખેતી અને ગ્રામોદ્યોગ દ્વારા જ મળી શકશે. પણ ભૂદાનનો વ્યંગ્યાર્થ વધારે વ્યાપક ને ઊંડાણવાળો છે.

વિનોબાજી કહે છે કે દુનિયાની સઘળી તકલીફોનો ઉપાય ભૂદાનમાં પડેલો છે. ત્યાં લક્ષ્ય ભૂદાનનો વ્યંગ્યાર્થ છે.

ભૂમિદાનનો વ્યંગ્યાર્થ છે જગતમાં જે કંઇ સંપત્તિ બુદ્ધિથી, મહેનતથી કે કુદરતી રીતે ઉત્પન્ન થાય છે તે બધી સંપત્તિનો માલિક કોઇ એક નથી, પણ સમગ્ર સમાજ છે. વધારે ગૂઢ રીતે કહીએ તો ઇશ્વર છે. કારણ કે સંપત્તિ-નિર્માણમાં વ્યકિત-સમાજ ઉપરાંત પશુ-પખી ને પ્રકૃતિ ફાળો આપે છે. અને એનો ભોગવટો પણ કેવળ એક વ્યકિત નહીં પણ આખા સમાજે જ કરવાનો છે.

આ દુનિયામાં જે કંઇ ઉત્પન્ન થાય છે તે કંઇ એક માણસથી થતું નથી હોતું. એમાં સીધી કે આડકતરી રીતે અનેકનો ફાળો હોય છે. ગમે તેવો વૈજ્ઞાનિક હોય તો તે પોતાના જમાનામાં અને ભૂતકાળના અનેક માણસોની સહાયથી પોતાની મહાન શોધ કરી શકે છે. એમ કહેવાય છે દુનિયામાં આઇન્સ્ટાઇન જેવો મહાન વૈજ્ઞાનિક કોઇ થયો નથી. પણ તેની મહાન શોધમાં અન્ય કોઇનો હિસ્સો ખરો કે નહીં? તેના આ સંશોધનમાં જ્ઞાત-અજ્ઞાત અનેક માણસોએ કંઇક ને કંઇક કોઇ પણ કારણો દ્વારા મદદ કરી જ હશે; ભૂતકાળમાં અગાઉ તેના માટે વિજ્ઞાન ને ગણિતમાં કામ કરીને કોઈ કે ભૂમિકા બાંધી હશે તો કોઇકે જરૂરી સંશોધન-સામગ્રી પૂરી પાડી હશે, ઓજારો ને સાધનો પણ કોઇકે બનાવી આપ્યાં હશે. અરે, એટલું જ નહીં પણ તે સારી રીતે પોતાનું કામ કરી શકે તેટલા માટે તેની ઝીણીઝીણી હાજતોને સંતોષવાનું કામ પણ એના સિવાયના કોઇકે કર્યું જ હોવાનું. કોઇકે એને નાઝી-જર્મનીમાં બચાવવામાં પણ ફાળો આપ્યો હશે. એટલે આઇન્સ્ટાઇન જેવા વિરલ પુરુષનું સર્જન પણ તેના એકલાનું નથી.

આ વાત જ બતાવે છે કે જે કંઇ પરિણામે ઉત્પન્ન થયું એ તો એક મોટી સાંકળના અંકોડાઓનું સંધાણ માત્ર છે. એટલે જ કોઇ પણ સર્જન માટે કોઇ પોતાના એકલા અધિકારનો દાવો કરી શકે નહીં. અલબત્ત એંજિન કામ કરતું હોય તો તેને વળતર મળવું જોઇએ. પણ એ વળતર એંજિનનો ધમારો પુરાય અને બીજી વખતે એંજિન વધારે સારી રીતે કામ કરતું રહે છે તેટલા પૂરતું જ. આ નિયમ બધાને લાગુ પડે છે.

આ વાતનો અર્થ એવો થયો કે જેની પાસે જે કંઇ શક્તિ હોય તેનો ઉપયોગ સૌ કોઇ માટે છે, નહીં કે શક્તિ ધરાવનાર માટે જ. આપણામાંનો મોટો ભાગ બૌદ્ધિક વ્યવસાયોમાં રોકાયેલો છે. એટલે આ યુગમાં બુદ્ધિદાનનો મહિમા સમજી લઇએ.

આપણી પાસે બુદ્ધિ છે. તો જેમ ભૂમિવાળા ભૂમિની માલિકી છોડે છે તેમ આપણે બુદ્ધિની માલિકી છોડી તેનો ઉપયોગ જનહિતાર્થે કરવો જોઇએ.

આજની દુનિયામાં આ પ્રશ્ન–બુદ્ધિનો પોતા પૂરતો જ ઉપયોગ–એ વધારે વિકટ થતો જાય છે. આજનો સવાલ સંપત્તિનું રાષ્ટ્રીયકરણ કે સમાન વહેંચણીનો જ નથી રહ્યો. એ વાત તો યંત્રો આવતાં વહેલી મોડી સ્વીકારવી પડે તેમ છે જ, એટલે કામ તો એક રીતે સહેલું જ થઇ જવાનું. લોકોએ સર્વત્ર વિચારની ભૂમિકા પર પૂરી રીતે તેનો સ્વીકાર કર્યો છે. સંપત્તિ ખાનગી નહીં રહે. પણ હવે વળી સંપત્તિ જતાં આ જટિલ યંત્રો અને તેમાંયે વળી અણુવિજ્ઞાનના જમાનામાં ટેકનોક્રેટ્સનો વર્ગ ઊભો થતો જાય છે. કહે છે કે ટેકનોક્રસીના (યંત્રશાહીના) એ જમાનામાં આવા ટેકનોક્રેટ્સની બોલબાલા હોવાની. આખા સમાજના શાસનમા તેમનો અવાજ જોરદાર રહેશે.

એટલા માટે જ અણુવિજ્ઞાનમાં આગળ વધેલા પશ્ચિમના લોકો

આવતા દાયકાઓમાં પૂર્વના લોકો કરતા હજુ આગળ રહેવા માગે છે. તેમને બીક છે કે જો પૂર્વ અણુવિજ્ઞાનમા આગળ વધી જશે તો અમારું તેમના પરનું વર્ચસ્ નહીં રહે, પૂર્વ અમારી પરવા કરશે નહીં. એટલે જ ગયા વર્ષે સ્વિત્ઝર્લેન્ડના લેન્ડો મુકામે મળેલી અણુ-વૈજ્ઞાનિકોની પરિષદમાં પશ્ચિમના કેટલા યે આગળ પડતા દેશોએ અણુ-વિજ્ઞાનનું રહસ્ય સૌને માટે ખુલ્લું મુકવા સામે ના-પસંદગી દેખાડેલી. એનો અર્થ સાફ સાફ એ જ થયો કે પોતે આગળ વધવું, બાકીની દુનિયાને પાછળ રાખવી.

દુનિયાનો કુ સમાજ હજુ ભૂખ્યો છે કુ કંઇક ઠીક છે, કુ ને તમારા જ્ઞાનનું દાન ન કરો તો તેઓ પાછળ રહે ને કાયમ આ જ સ્થિતિ રહે.

આ વિષમ પરિસ્થિતિ અટકે ક્યારે ? જ્યારે વિજ્ઞાન અને વિચારમાં જે આગળ વધ્યો છે તે બુદ્ધિદાન કરે ત્યારે. જો આમ થાય તો અણુશક્તિથી ઘ્મ વરસમા દુનિયાની શિકલ બદલાઇ જાય. અણુ-શક્તિથી સુખ એ છે કે તેનો ઉપયોગ વિકેન્દ્રિકરણ દ્વારા પણ કરી શકાય તેમ છે, ત્યારે તેલ ને કોલસામા આ બનતુ નથી

આમ આજના અણુયુગમા બુદ્ધિદાન સૌથી મહત્ત્વનો સંદેશ છે. પશ્ચિમના દેશોને ભય છે કે અણુરહસ્ય પ્રગટ કરીશું તો આપણું જીવનધોરણ એકદમ નીચે ઊતરી જશે પણ આપણા બુદ્ધિશાળીઓ શુ જુદું માને છે ? આપણે બુદ્ધિદાન આપવા તૈયાર ન થઇએ ત્યા એ દેશોને આ વાત ગળે ક્યાથી ઊતરે ? આપણા આચરણમા જ આ વાત ન હોય ત્યા બીજા પાસેથી આની કેવી રીતે આશા રાખીએ ? એ વાત સાચી કે બુદ્ધિદાનથી જગતને મોટો ફાયદો થશે અને સુખ શાંતિ માટે અનકૂળ વાતાવરણ સર્જાશે. પણ એની—એવા બુદ્ધિદાનની શરૂઆત આપણા દેશબંધુએ પોતાનાથી કરી હોય તો બીજા દેશોને આવા બુદ્ધિદાન માટે કહી શકાય

આમ ભૂમિદાન એ આપણા દેશની લોકશાહી ટકાવવા માટેનો પ્રશ્ન નથી બની રહેતો. એ પ્રશ્ન તો મામૂલી છે, પણ જગતનો પ્રશ્ન ઘણો મોટો છે.

બુદ્ધિદાનમાં આ જાગતિક પ્રશ્નોનો ઉકેલ પડેલો છે. જે આગળ છે તે પાછળનાને મદદ કરે. તે ભૂમિદાનનો અર્થ પૂરેપૂરો મળજે છે.

બૌદ્ધિક સંપત્તિનું પણ વ્યક્તિગત સંપત્તિ તરીકે વિસર્જન કરવાનું છે. અણુશક્તિથી દસ વર્ષમાં જ આ જગતને સ્વર્ગ બનાવીએ તેટલી શક્તિ આપણા હાથમાં આવી છે. એને નાથીને ગમે ત્યાં કામે લગાડી શકાય એવી પ્રચંડ શક્તિ છે. પણ માણસ પોતાની બુદ્ધિનો પોતે જ સુવાગ માલિક માની બેઠો છે એ મોટું વિઘ્ન છે. અને આમ ચાલે તો અણુશક્તિનું આખું વિજ્ઞાન પશ્ચિમના ૫% માણસો જ કરશે; બાકીના મજૂરી કરવાના છે. તે ૫% લોકો વ્યવસ્થા કરવાવાળા હશે. તે લોકો પોતાની શુભ બુદ્ધિ ન વાપરે તો બારે ભયંકર પરિણામ આવે. પણ વિનોબાજી કહે છે કે માણસ બુદ્ધિને પોતાની માલિકીની ચીજ માને તે ભૂલ છે. દરેક બુદ્ધિશક્તિવાળા માણસે પોતાના ગજા પ્રમાણે સમાજના હિતાર્થે બુદ્ધિદાન આપીને પોતાનો હિસ્સો આપવો જોઈએ. એમ તેમણે સમજાવ્યું છે.

બુદ્ધિશાળી વર્ગ ને અભણ વર્ગની વચ્ચે જે કમાણીનું, સમજશક્તિનું, ભાવસામગ્રીનું અંતર છે તે આપણે દૂર કરવું પડશે આ માટે સરલ ઉપાય વિદ્યાના બારણાં સૌને માટે ખુલ્લાં મૂકવા તે છે. ઊંચામાં ઊંચી વિદ્યા લેનારમાં જો લાયકાત હોય તો તેને તે વિના મૂલ્યે મળવી જોઈએ. આપણે નઈ તાલીમને શ્રેષ્ઠ તાલીમ કહી છે કારણ કે આનો પ્રયત્ન વિદ્યા લેનાર તે લેતાં લેતાં પોતાનું ખર્ચ પણ મેળવે ને સમાજસેવા પણ કરે તેવો છે. આજે તો જેની પાસે વર્ષો સુધી ભણવા માટેના પૂરતા પૈસા હોય તેને જ આગળ ભણ-

વાનો અવકાશ છે. પૈસા હોય તો મનોવૃત્તિ અને યોગ્યતા ન હોય તો પણ ભણી શકાય છે. પરિણામે જેની મનોવૃત્તિ ન હોય તે ઉચ્ચ વિદ્યાના ક્ષેત્રમાં જગ્યા રોકી રહ્યા છે; ને જેની મનોવૃત્તિ છે તે પૈસાને જ અભાવે પોતાની શક્તિનો વિકાસ કરી શકતા નથી. પરિણામે એકનો એક જ વર્ગ ઉચ્ચ વિદ્યા લેનારો રહે છે ને તેની મારફત સમગ્ર સમાજ પર લાગવગ પણ એ જ ધરાવતો રહે છે.

આનું નિવારણ સમગ્ર શિક્ષણ જેની ઇચ્છા અને લાયકાત હોય તેને કશું મૂલ્ય લીધા વિના અપાય તેવી સગવડ કરવી એમાં છે. આયોસાથ બંને પ્રકારના શ્રમનું આર્થિક મૂલ્ય જે અપાય છે તેની વચ્ચે રહેલું અંતર ઘણું ઓછું થવું જોઇએ. વિદ્યા ને લક્ષ્મીનું જ્યાં સુધી અનુસંધાન છે ત્યાં સુધી લક્ષ્મીને ખાતર વિદ્યા લેનારો વર્ગ ઠીક પ્રમાણમાં રહેવાનો જ. આ મિથ્યાચાર થયો.

જો આ અનુસંધાન તૂટે તો વિદ્યા ખાતર જ આગળ ભણનાર સાચા ઉપાસકો જ તે મંદિરમાં રહેશે.

આનો અર્થ એવો નથી કે બુદ્ધિશાળીઓને કે વિદ્યાના ઉપાસકોને તંગીમાં રાખવા કે પરાણે તપ કરાવવું. અધ્યાપકને પુસ્તકો તથા અધ્યયન માટેનો સમય મળવાં જોઇએ જ. બીજા કરતાં જેટલાં વર્ષો તેને કામે ચડતાં પહેલાં અભ્યાસમાં ગાળવાં પડે તેનો ખર્ચ તેમને મળવો જોઇએ. પણ તે વાતની ઇર્ષા કોઇને નહીં આવે. એંજિનને જેમ ઘસારો મળે છે, જુદી જુદી જાતનાં જેમ તેલો પુરાય છે, તેમ બુદ્ધિનું કામ કરનારાને ઘસારો ને જરૂરી તેલ મળવું જોઇએ. મેં જુદી જુદી જાતનાં તેલો કહ્યાં તે વિચારીને કહ્યું છે. ગાડાંને ડોળું એરંડિયું પુરાય પણ એંજિનમાં સારું મોબિલ તેલ પૂરીએ છીએ–તેવો તફાવત વધુ ભણેલ ને ઓછું ભણેલ વચ્ચે ધંધા પરત્વે ભલે રહે. પણ આજે તેમ નથી–આજનું અંતર છે તેનું કારણ બુદ્ધિશાળી-

એનો એક વિશિષ્ટ વર્ગ છે. તે ભણવાની અમુકને જ તક મળે છે, ને તેમને આ મેળવવાનો અધિકાર છે તેવી માન્યતા છે.

વસ્તુતઃ હોવું એવું જોઇએ કે દરેકને પોતાતી વિશિષ્ટ શક્તિ વિકસાવવાની ને તેને નભાવવા માટે જરૂરી ઘસારો પૂર્ણ કરવાની અનુકૂળતા મળવી જોઇએ. એંજિન સાંજ પડયે પાંચ લાખ ગેલન પાણી કાઢી ૨૫ એકર પાણી પાય છે; સવારે એ ૨૫ એકરમાંથી ૫૦ મણ શાક ઊતરે છે. પણ તે ૫૦ મણ શાક પર એંજિન દાવો કરતું નથી. તે તો પોતાનું તેલ ને ઘસારો માગે છે. આ નિયમ સૌને લાગુ પડે તો ઘણાં કષ્ટો દૂર થાય.

આજના વૈજ્ઞાનિક યુગમાં બુદ્ધિ દ્વારા સમાજને ઉપયોગી થાય એવો વર્ગ એક ખાસ ચાવીરૂપ અને નેવો સંભવ છે. એ જોતાં આજના યુગમાં બુદ્ધિદાનના સંદેશનું ખાસ મહત્ત્વ છે.

આપણે આજે ભણી ઊતરેલા ને ભણનારા સૌને ઇસુના પેલા વાક્યનું રહસ્ય સમજવું જોઇએ કે 'ફાધર, ગીવ અસ અવર ડેઇલી. બ્રેડ' 'પિતા, અમને રોજનો રોટલો આપજે.' રોજનો એટલે જેથી મારી ઘસાયેલી શક્તિ પુરાય ને બીજી સવારે પાછો તાજગીથી કામે ચઢું તેટલો જ ને રોજનો જ-વધારે નહીં. એટલા માટે કે બીજા દિવસે ઘીર્યા કરવાની પણ મને સગવડ ન મળે.

વિનોબાજીએ જ્યારે એમ કહ્યુ કે જે ભૂમિદાન આપે છે તે વિશ્વ શાંતિને મત આપે છે. ત્યારે એ વ્યંગ્યાર્થના અર્થમાં છે, સંપત્તિ જ નહીં, પણ બુદ્ધિને પણ સમાજ માણે. સૌ ઘરે તેની માંગ છે, કારણ કે આજના યુગમાં સંપત્તિ જેમ સાર્વજનિક અર્જન છે તેમ જ બુદ્ધિ એ વિશ્વજનીન સર્જન છે. ભૂતકાળના ને વર્તમાનના અનેક ક્ષેત્રના વૈજ્ઞાનિકો ને કસબીઓના અનવરત પુરુષાર્થ ને સહકારથી આજની બુદ્ધિ આજના સ્થાને ઊભી રહી છે.

તે પશ્ચિમની બુદ્ધિ હોય કે પૂર્વની તે મહત્ત્વનું નથી બુદ્ધિ વિશ્વજનીન છે તે હકીકત છે તે છતાં તે દાવો કરે કે આ મારી છે, ન્યાતની છે, મારા દેશની કે મારા ગોળાર્ધની છે તો તે આંતર-વિરોધ છે.

લેન્ડોની અણુવૈજ્ઞાનિકોએ પરિષદમાં પશ્ચિમના અણુવૈજ્ઞાનિકોની પોતાની સમગ્ર બુદ્ધિ સમગ્ર વિશ્વના ચરણે ધરી હોત તો વિશ્વના સુખનો માર્ગ મોકળો થયો હોત. તે પણ થશે. કારણ અસત્યને કાયમી અસ્તિત્વ નથી.

ક્યારે તેમ થશે તેનો આધાર આપણે આપણી વિશ્વજનીન બુદ્ધિ-શક્તિને આપણે ક્યારે સાર્વજનિક બનાવીએ છીએ, તેના પર પણ છે.

(ભૂમિ-જયંતીને દિવસે લોકભારતીમાં આપેલું વ્યાખ્યાન)

તે પછી ૧૯૪૩ માં અમે ફરી તે જ પ્રશ્નોત્તરી સાથે આર્થિક તપાસ કરેલી. ને તે વખતે પણ ખેડૂતોની સ્થિતિમાં નોંધવા લાયક ફેર નહોતો પડયો.

પછીનાં વર્ષોમાં એક ફેર પડયો દેખાય છે. એમનું દેવું–૪૩ થી ૪૬ વચ્ચે ઠીક ઠીક અંશે કપાઇ ગયું લાગે છે.

આજે ખેતી મોટા ભાગે ખોટમાં ચાલતી નથી. પણ તેનો અર્થ એ નથી કે ખેડૂત મદ્દર થઇ ગયો છે કે એ મૂડીવાન બની ગયો છે.

શરૂઆતમાં જ્યારે એને નવો સરંજામ વસાવવો નહોતો પડતો ત્યાં સુધી બચત થતી દેખાતી હતી; પણ મજૂરીના ભાવો ચડતાં, જૂના સાધન સરંજામ નવા કરાવવા જતાં એ બચત ઝપાટાબંધ ચાલી જતી જોઇ. એક જ દાખલો આપું. લડાઇ પહેલાં ગાડી ૧૦૦ રૂપિયામાં થતી. તે જ ગાડીના વચમાં ૮૦૦–૯૦૦ પડતા. આજે પણ ૫૦૦–૬૦૦ થાય. દાડિયો ૩ થી ૪ આનામાં મળતો. આજે તો ૧ થી ૧॥ રૂપિયો માગે છે. તેનું જ લોખંડ ને બીજા સામાન વિષે.

ખેડૂતોને આજે અનાજના જે ભાવો મળે છે તેમાં એ લખેશરી થઇ જાય છે તે તો ભ્રમ છે જ; પણ દેશના હિતમાં વિચારવાવાળાએ એ વાત સમજી લેવાની જરૂર છે કે ખેતી દિનપરદિન વધે ને જમીનો વધારે ખેડવાણ થાય તેને માટે એ જરૂરી છે કે એ ભાવો વાજબી હદે આજ માટે જ નહિ પણ કાયમ માટે જળવાય.

દસ બાર વર્ષ પર અમે ૧૬ આને મણ બાજરો ખરીદેલો ને તે દહાડે અમે રાજી થતા હતા. પણ ખેતી કરવા માંડયા ત્યારે ખબર પડી કે એ રાજી થવા જેવી વસ્તુ નથી. આપણા દેશના મોટા ભાગને ફરજિયાત પશુની સ્થિતિમાં એને પરિણામે રહેવું પડે. એ અરસામાં ૧૪ આને મણ બાજરો ગયાનું પણ બનેલ છે, ને તેને પરિણામે મહેસૂલ પણ નહોતું નીકળતું તેમ પણ દેખાયું છે.

અનાજના ભાવો ઘટાડવાની વાત કરતી વખતે આ બનાવો પણ

## (૩૧)

# ખેડૂતો ને ભાવો

એક શહેરી કાર્યકર્તા મળવા આવેલા. વાતો કરતાં કરતાં કહે: 'હમણાં તો ખેડૂત ધૂમ કમાયા છે.'

મેં કહ્યું: 'લડાઇ શરૂ થઇ પછી ભાવો પહેલાં કરતાં ઠીક મળે છે.'

'ઠીક શું? તડાકો જ છે...પટેલે હમણાં વીશ તોલા સોનું લીધું ...પટેલે ઘર બાંધ્યાં.'

"એવા મોટા પટેલો તો પહેલાં પણ ઘર બંધાવતા હતા. પણ એમની આવક ખેતીની નહોતી. તે વેપાર પણ કરે, વ્યાજવટાવ પણ કરે, ને જમીન પણ ગ્રાઝી ફેરવે.'

'પણ અત્યારે તો ખરી ફાવ હોય તો ખેડૂતોને છે.'

મેં હસીને કહ્યું: 'તો તો મુંબઇમાં મરીનડ્રાઇવ પર રહેવાવાળાને ખેતર પર આવવાનું કહી દો. કેટલા આવે છે, ને ટકે છે તે પરથી ખેતીમાં કેટલોક મલીદો રહે છે તે ખબર પડશે.'

ખેડૂતોની કમાણી વિષે સામાન્ય રીતે જે ખ્યાલો આજે બંધે છે તેનો આ નમૂનો છે.

લડાઈ શરૂ થઇ તે પહેલાં અમે આંબલા ને પીપરલાની આર્થિક તપાસ વિગતથી કરેલી. ને તે વખતે તો વસવાયાં, રબારી ને કારીગરની સ્થિતિ મોટા ભાગના ખેડૂતો કરતાં ચડિયાતી નીકળેલી.

તે પછી ૧૯૪૩ મા અમે ફરી તે જ પ્રશ્નોત્તરી સાથે આર્થિક તપાસ કરેલી, ને તે વખતે પણ ખેડૂતોની સ્થિતિમા નોંધવા લાયક ફેર નહોતો પડ્યો.

પછીના વર્ષોમા એક ફેર પડ્યો દેખાય છે. એમનુ દેવું–૪૩ થી ૪૬ વચ્ચે ઠીક ઠીક અંશે કપાઇ ગયું લાગે છે.

આજે ખેતી મોટા ભાગે ખોટમા ચાલતી નથી પણ તેનો અર્થ એ નથી કે ખેડૂત અદ્ધર થઇ ગયો છે કે એ મૂડીવાન બની ગયો છે.

શરૂઆતમા જ્યારે એને નવો સરંજામ વસાવવો નહોતો પડતો ત્યા સુધી બચત થતી દેખાતી હતી, પણ મજૂરીના ભાવો ચડના, જૂના સાધન સરંજામ નવા કરાવવા જતાં એ બચત ઝપાટાબંધ ચાલી જતી જોઈ એક જ દાખનો આપુ. લડાઇ પહેલા ગાડી ૧૦૦ રૂપિયામા થતી. તે જ ગાડીના વચમાં ૮૦૦–૯૦૦ પડના. આજે પણ ૫૦૦–૬૦૦ થાય. દાડિયો ૩ થી ૪ આનામાં મળતો. આજે તો ૧ થી ૧॥ રૂપિયો માગે છે. તેવું જ લોખંડ ને બીજા સામાન વિષે

ખેડૂતોને આજે અનાજના જે ભાવો મળે છે તેમા એ લખેશરી થઇ જાય છે તે તો ભ્રમ છે જ; પણ દેશના હિતમા વિચારવાવાળાએ એ વાત સમજી લેવાની જરૂર છે કે ખેતી દિનપરદિન વધુ ને જમીનો વધારે ખેડવાણ થાય તેને માટે એ જરૂરી છે કે એ ભાવો વાજબી હદે આજ માટે જ નહિ પણ કાયમ માટે જળવાય.

દસ બાર વર્ષ પર અમે ૧૬ આને મણ બાજરો ખરીદતો ને તે દહાડે અમે રાજી થતા હતા પણ ખેતી કરવા માડ્યા ત્યારે ખબર પડી કે એ રાજી થવા જેવી વસ્તુ નથી આપણા દેશના મોટા ભાગને ફરજિયાત પશુની સ્થિતિમા એને પરિણામે રહેવુ પડે. એ અરસામા ૧૪ આને મણ બાજરો ગયાનું પણ બનેલ છે, ને તેને પરિણામે મહેસૂલ પણ નહોતું નીકળતુ તેમ પણ દેખાયું છે.

અનાજના ભાવો ઘટાડવાની વાત કરતી વખતે આ બનાવો પણ

નજરમાંથી ભુલાવા ન જોઇએ. જે વખતે ખેડૂતોએ વર્ષો સુધી ૧૬ ને ૧૮ આને મણ બાજરો વેચ્યો. ૨ રૂપિયે મણ ગોળ વેચ્યો ને એમ કરીને દેવામા ડૂબ્યો ત્યારે એને વાજબી ને ઊંચો ભાવ આપવા જોઇએ તેમ કોઇએ કહ્યું નહોતું. ખુલ્લા બજારમા જે મળે તે લે તેમ સૌ કહેતા. આજે ખેડૂતો ઘણીવાર એ જ ખુલ્લા બજારની માગણી કરે છે. પણ સાચી ને સમજવાની વાત એ છે કે ખેતીનો ધંધો આસમાની સુલતાનીનો તો છે જ પણ તે ધંધામાં પડેલા માણસોના મોટા ભાગે એ ધંધો મૂકી બીજે જવાનું શક્ય નથી. એની ઇચ્છા હોય કે ન હોય પણ એ સમુદાયે તે જ ધંધામાં દેવામાં ડૂબીને પણ જીવવું પડે તેવું હજુ સુધી છે. એટલી મોટી સંખ્યા આ વ્યક્તિવાદી એટલે જ અનર્થવાદી રચનામાં જાય કયાં?

બાર–તેર વર્ષો પહેલાં કળથીના ભાવ ૬ આને મણ હતા તે વખતે મણ કળથી દૂર ગામડામાંથી ભાવનગર મોકલવાનું ખર્ચ ઘણી વાર ૩ આના આવતું, ઉત્પન્ન કરનારને તો ૩ આને મણ કળથી વેચવી પડતી. એ ૩ આને મણ કળથી વેચનારને આજે કળથીના ભાવો મણે ૬–રૂપિયા મળતા હોય તો તેમાં આપણી આંખ ફાટી ન જાય તે જરૂરી છે.

આ વાત વર્ષો પહેલાં બનતી એમ જ નથી. ગઇ સાલે અમે ને બીજા પુષ્કળ ખેડૂતોએ ૧૮ રૂપિયે મણના ભાવનું લસણ વાવ્યું. આજે લસણ કોઇ ૨॥ રૂપિયે પણ લેતું નથી. લાખો મણ લસણ પડયું છે. તેવું જ ડુંગળીનું ગયે વર્ષે બન્યું છે. એવા ખેડૂતોને હું જાણું છું જેમણે ડુંગળી ખાતરમાં નાંખી દીધી હોય.

આમાં કોઇ વ્યક્તિનો દોષ નથી. બીજા કોઇ કોઇ ધંધામાં પણ આવું કાંઇક બનતું હશે. પણ બીજા બધા ધંધામાં રોકાયલા માણસો સહેલાઇથી પોતાની મૂડી બીજા ધંધામાં ફેરવી નાખી શકે છે, દેશના ખેડૂતો માટે એ શકય નથી. એ સ્થિતિમાં એમને દેવામાં ડૂબતા

બચાવવા માટે, એ ધંધાને ધીકતો રાખવા માટે એ જરૂરી છે કે એમને વાજબી ભાવો કાયમ માટે મળ્યા કરે તેવી ગોઠવણ વિચારાવી જોઇએ. બધા ધંધામાં એની મૂળ કિંમત પર ૧૦ થી ૧૨ા ટકા વ્યવસ્થાખર્ચના ચડાવવાનું વાજબી મનાય છે, ખેતીમાં પણ એ રીતે જો ભાવો ઠરાવાય તો ઘણા પ્રશ્નો ઉકલી જાય. કોઇને દેવામાં ડૂબવાનો કે ખૂબ ભાવ લેવાનો પ્રશ્ન ન રહે.

અલબત્ત આજના યોજના વગરના વ્યક્તિવાદી સમાજમાં એ શક્ય નથી. છતાં સમાજને બદલીને પણ એ બનવું પડશે.

એમ ન કરીએ ત્યાં સુધી ખેડૂતો માગ ને જથ્થાનાં નિયમ પ્રમાણેના ભાવો મેળવે-મેળવવા ઇચ્છે તે અસ્વાભાવિક નથી. જો કે તેમનું હિત તો સમાજ સમાજવાદી ને યોજના પૂર્વકના અર્થતંત્રવાળો બને તેમાં જ છે.

# (૩૨)
# શિખર પડ્યું

દેશ પર અસહ્ય આઘાત થયો છે. સરદારની તબિયત લથડતી હતી તેમ સૌ જાણતા હતા; પણ એ તબિયત આટલી ઉતાવળે દગો દેશે તેમ કોઇએ ધાર્યું નહોતું; સૌ એમ ધારતા હતા કે સારી પેઠે આરામ લેવાથી સરદાર પાછા સુકાન પર બેસી શકશે; પણ વિશ્વના સુકાનીની એ ઇચ્છા નહિ હોય; એણે એમને કાયમી આરામ આપવાનું પસંદ કર્યું. ને એની કોણ ના પાડશે કે એ આરામના સહુથી પ્રથમ અધિકારી હતા? આપણો દેશ એના નેતાઓ પાસેથી કામ લેવામા નિર્દય છે. ખેડૂતો એના બળદો પાસેથી એથી ઓછું કામ લે છે. જો આપણામાં વિશેષ સમજણ હોત તો સરદાર સાહેબને આજથી પાચ વર્ષ પહેલાં આરામ લેવાની ફરજ પાડી તેમનું જીવતર લંબાવ્યું હોત. પણ સૌ કહેવાના કે આપણી સમક્ષ એમનું કામ ઉપાડી લેનાર માણસ ક્યાં હતો? એનું નામ જ છે. ગેરડહાપણ–પશ્ચિમ બુદ્ધિ બ્રહ્મ; પાછળથી અફસોસ કરનારા. જેલથી ખખળી ગયેલું શરીર, ગરડાથી જર્જર થઇ ગયેલ આંતરડાં–ધન્યવાદ તો છે આદરણીય મણીબેનને કે આરબની ચોકી રાખી સરદારનું સ્વાસ્થ્ય આવી સ્થિતિમાંયે કાંઇક ટકાવ્યું. નહિતર તો એ વેલ વર્ષોના ઘસારા, હડદોલા, પછડાટાથી વહેલી તૂટી ગઇ હોત.

દુર્ભાગ્ય છે આ દેશનાં કે જે એનાં જ નહિ પણ જગતના પ્રતિકારમાંય વેંત એક ઊંચેરા નીકળે તેવા સપૂતોને ય છેવટની ઘડી સુધી ઝૂમરીમાંથી બહાર કાઢી પોરો આપી શકતો નથી.

ગાંધીજીની પ્રતિમા અનેક સ્વરૂપે આપણી વચ્ચે જીવે છે. જવાહરલાલજી એનું એક સ્વરૂપ છે—જે ઇચ્છે છે સૌ રાજ્યોનો બંધુબંધ, રાજાજી એનું બીજું સ્વરૂપ છે—રાજનીતિ ને શુદ્ધનીતિનો મેળ કરવા મથનારું. કિશોરલાલભાઇ-વિનોબા એની આધ્યાત્મિક પ્રતિભાને રજૂ કરતાં પામાં છે—જાણે ગાંધીજીની અનન્ય પ્રતિભાને કોઇ એક વ્યક્તિ સમાવી ન શકવાથી એણે વિવિધ વ્યક્તિ-ઓમાં અવતરવું પડ્યું છે. મન્દારના અવસાન સાથે ગાંધીજીની પ્રતિભાનું એવું એક રૂપ આપણી વચ્ચેથી ચાલ્યું ગયું છે. એ સ્વરૂપ હતું ગાંધીના અસત્ય સામેના પ્રતિકારને સામુહિક નેતાગીરી આપ-નારું. કૃષ્ણ સારથી છે—પાર્થ એની લડાઇ લડનારો સેનાની છે. રામદાસ ને શિવાજી મધ્ય યુગનો નમૂનો છે. વર્તમાન ભારતમાં આ ગાંધીજી ને સરદાર.

ગાંધીજી મધ્યમાર્ગી હતા—ને ઘણાં કામો કરી શકતા તેનાં શંકા નથી પણ આખરે તે મંત્રદ્રષ્ટા હતા. તેમના મંત્રમાં એટલી સજીવતા હતી કે વિવિધ ક્ષેત્રોમા એ મંત્રને સિદ્ધ કરી પ્રત્યક્ષ કરનાર માણસો નીકળી આવ્યા. ને પોતપોતાના ક્ષેત્રમાં તો એમણે એવી તો સિદ્ધિ મેળવી કે એમા ગાંધીજી પણ એમને ન લગી શકે.

હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ખેડૂતો—એમને પ્રતિકારના લડાઇમા ઉતારી—રંગ આપી પોરસ ચડાવી—વિજયને બદરે લઈ જવામાં સરદર સાથે કોણ ઊભો રહી શકે?

ગાધીજી પ્રચંડપુરુષ—પણ એમની ભાષા કાંઇ ખેડુની નહોતી—એમની

ઊંડી ઇચ્છા ભલે ખેડુ કે વણકર થવાની હોય પણ આખરે તે મધ્યમવર્ગના. એમની ભાષાએ મોહ્યા-ઘાયલ કર્યા-વીંધ્યા-મુખ્યત્વે મધ્યમવર્ગના થોડા પ્રતિભાસંપન્ન પુરુષોને. ને આ થોડાઓએ પોતાના પ્રદેશમાં એ મંત્રને પ્રગટ કર્યો.

ગાંધી તત્ત્વજ્ઞાનનું મુખ્ય અંગ અહિંસક પ્રતિકારનું. યુદ્ધગ્રસ્ત જગતને આ જ મુખ્ય ભેટ ને એ ભેટ જીવતી બનાવી મોટા સામ્રાજ્યની મૂછોનું પાણી ઉતારી દેનાર કોઇ હોય તો એ સરદાર.

અહમદનગરના જિલ્લામાંથી બહાર આવનારાઓમાં એ જ પહેલા હતા કે જેણે કહ્યુ કે 'સરકાર કહે છે કે નવમી ઑગસ્ટનો ઠરાવ પાછો ખેંચો. પણ એમા તો એક કાનોય ખસવાનો નથી.' ને 'હિંદ છોડો નહિ પણ એશિયા છોડો' તેમ અવાજ ઉઠાવ્યો.

અહીં હતો એ પ્રતિકાર-સત્ય વખતે જોશીલો, ને વિજય વખતે નમ્ર-આંતર પરીક્ષણમાં ઊતરી ગયેલો. બારડોલીના વિજય વખતે કહેલું તે બધા વિજેતાઓ ઘૂટે તો વિશ્વનાં વેર રહે કયા?

'આપણે કોણ? આપણે શું કરી નાખ્યું છે? બાપુએ આપણને નાહકના ચડાવી માર્યા. એમનો ભાગ્યોતૂટ્યો સંદેશો આપનારા પણ કેટલા?'

વિશ્વમાં વિજયો ઘણાના ભાગ્યમાં લખ્યા હોય છે પણ નમ્રતા કપાળમા હોતી નથી. તેથી વિજયનું પરિવર્તન થાય છે મદમાં-ને પરિણમે છે પરાજયમાં.

હાર તો સૌના જીવનમાં લખી જ હોય છે. પણ સૌ એ સહી શકતા નથી. હતાશી પડે છે. એવે વખતે સરદારનું જોશ મમમાં, વિનોદમાં, બેફિકરાઇમાં પલટાઇ જાય છે. મહાદેવભાઇની ડાયરીનો પહેલો ભાગ આવા ચેતનભર્યા મર્મોથી ભર્યો છે. આવો એક મર્મ એકલો ઇન્જેકશનની ગરજ સારે છે.

શિખર બહારથી જેમ કઠોર હોય છે તેમ સરદાર અજાણ્યાને અતડા ને કઠોર લાગતા-એની સાથે ભટકનારાનાં તો દુર્ભાગ્ય જ, પણ શિખરના હૃદયમાં જેમ પાણીના ઝરણા વહ્યાં કરતા હોય છે તેમ એમનું હૃદય મૃદુ, મીઠા સ્નેહથી ભરેલું રહેતું ને એની શીતળતાનો પાસે રહેનારને અનુભવ થતો. સરદાર જતાં દેશની એક સીમા જાણે ઉઘાડી પડી ગઇ છે. એ દિશામાંથી આફતનાં ટોળા પેસી જશે તેવો ભય ઘણાને છે.

એ ભય સાચો ન પાડવો હોય તો એનો એક જ ઉપાય છે-એમના ગુણોનું વ્યાપક અનુકરણ કરવાનો. મહાપુરુષો એમના ગુણો વડે મહાન બન્યા હોય છે.

સરદારના ગુણો હતા એકનિષ્ઠા-ભક્તિઃ અવ્યભિચારિણી, સાદાઇ, સ્પષ્ટ વકતૃત્વ ને એકદિલી. દેશમાં અન્ન પૂરતું નથી-તે આફત નથી ઉપર લખ્યા તે ગુણો પુરતા પ્રમાણમા નથી તે જ આફત છે.

આ ગુણોને અભાવે જ દેશમાં અન્ન પૂરું પાકતું નથી-પાકે છે તે કાળાબજારમાં જાય છે-કે યોગ્ય રીતે વહેંચાતું નથી.

આ ગુણોને અભાવે જ સરકાર ને પ્રજા, પ્રજા ને સેવકો પરસ્પરને સાફ વાત સમજાવી શકતા નથી.

ને આ ગુણોને અભાવે જ આપણને આ ઝંઝાવાતમાં માર્ગ સૂઝતો નથી

અન્નવધારામાંથી ગુણવધારાની વાત પર આવવું તે કદાચ હાસ્યાસ્પદ લાગે-પણ જીવનમાં ગુણવિકાસની દૃષ્ટિ એ ઘણું મહત્ત્વનું અંગ છે; એ વાતનો પુરાવો સરદારનું જ જીવન છે.

એમની સહનશક્તિ નાનપણથી જ હતી, બાબલાઇ એમણે ઊં કે ચું બોલ્યા વિના કપાવેલો. સામનો કરવાની વૃત્તિ નાનપણથી જ હતી શાળામા માસ્તરને કનડતા-ને 'સો પાડા' લખી આવેલા તે એનું ઉદાહરણ છે.

પણ આ સામનાની વૃત્તિ કે મહનશક્તિ કે વહીવટી શક્તિ બીજામાં પણ હોય છે. વર્તમાન જગતના બે પ્રચંડ પુરુષો જ એનું ઉદાહરણ છે. ચર્ચિલ ને સ્ટેલીન. બંને દુર્જય સંકલ્પશક્તિ ને વિરાટ વ્યવસ્થાશક્તિના નમૂનાઓ છે, કોઇ એક એકથી ઊતરે તેમ નથી. હિટલરનો વિનાશ એમાંથી એકે વિના સંભવિત નહોતો. પણ એક હાડોહાડ સામ્રાજ્યવાદી છે ને બીજો છે હાડોહાડ સામ્યવાદી. સરદાર સાહેબ તે જ ધાતુના બનેલા હતા. આબાદ એ જ ધાતુના—રજમાત્ર ફેર નહિ. એ ત્રણેને ગાળીએ તો મૂળ ધાતુ સરખી જ નીકળે; પણ એક સામ્રાજ્યવાદી સેનાની, બીજો સામ્યવાદી સેનાની—ને ત્રીજો બન્યો શાંતિવાદી સેનાની. કારણ એકનો ગુરુ હતો સેનાપતિ માર્લબરો, બીજાનો મહાપ્રાણ લેનીન ને ત્રીજાનો વિશ્વવત્સલ ગાંધી.

તા. ૧૫ મી ડીસેમ્બર ને શુક્રવારે ગાંધીનું આ સ્વરૂપ ગાંધીમાં વિલીન થયું. ઘણું જીવો સરદાર!

## (૩૩)

# સેવાવ્રતધારીનું અવસાન

દેશના લોકોને હમણાં હમણાં મહાપુરુષોના અવસાનના ખબરો વારંવાર સાંભળવા પડે છે. સરદારના અવસાનથી વિકળ થઈ ગયેલો લોકમત સ્વસ્થ થાય તે પહેલાં ખબર આવે છે કે બાપા ગયા છે. સરદાર ને ઠક્કર બાપાની સરખામણી ન હોય, પણ એ વાત સમજી લેવા જેવી છે કે બન્નેની મહત્તા સરખી જ હતી ને બીજું બન્નેનું કામ એકબીજાના કામને પૂરક હતું. લોકશાહીમાં રાજકારણીય નેતાની સફળતાનો આધાર નોકરોમાં પાયાના સદ્ગુણો કેટલા પેઠ્યા છે તેના પર રહે છે ને આ જીવન વિકાસ માટેના સદ્ગુણોની ખીલવટ પ્રજામાં કેટલી થશે તેનો આધાર બાપાને ચીલે ચાલનારા લોકસેવકો કેટલા છે તેના પર રહેવાનો. એ વાત મોં જાણે છે કે બાપા રાજકીય માર્ગદર્શક નહોતા. મહાનુભાવ ગોખલેએ સ્થાપેલ હિંદ સેવક સમાજના તેઓ સભ્ય હતા ને તેમનું મુખ્ય કામ આ દેશના હરિજનો ને આદિવાસીઓની સેવા ને તેમના હિતોના રખેવાળ તરીકેનું હતું. એટલે કે આપણા સમાજમાં જે નીચાં છે ને પગથિયે છે તેમના સાથે એકરૂપ થવાનું કામ તેઓએ જીવનભર કર્યું.

લોકશાહીનો સાચો મર્મ જ આ નીચેમાંના નીચેના સાથે એકરૂપ થવામાં રહેલો છે જે સમાજમાં આ પરંપરાને ચાલુ રાખનારા

ને તે જ દેશના ભાગલાનું કારણ છે. વિશ્વના કલહનું એક કારણ છે.

જગતના લૂલા, પાગળા ને આંધળાની સેવા કરનારા ખ્રિસ્તી સાધુ-સાધ્વીઓની ત્યાગવૃત્તિ પાસે આપણું માથું નમે છે પણ તેઓએ પણ પોતાની સેવાવૃત્તિ નિર્વ્યાજ ભાવે વહાવી નથી. સેવાના ફળરૂપે સૌને ખ્રિસ્તીધર્મમાં લાવવાની તેમની ગણતરી જાણીતી છે.

આજે આ જ સંકુચિતતા ધીમે ધીમે રાજકીય વાડાઓમાં પેસતી જાય છે. તમે જો કોંગ્રેસના હો કે થાઓ તો તમારે માટે બધું કરવા તૈયાર છું. તમે જો કમ્યુનીસ્ટ થાઓ, તમે જો સોશ્યાલીસ્ટ થાઓ. તમે જો લોકશાહી મોરચામાં ભળો, તમે જો નાગરિક પક્ષમાં આવો આવા જો ને તો-ના ધોરણે આપણી કરુણાર્દ્રતા આડે ગળવાની પ્રથા પડતી જાય છે. તેના - પ્રમાણમાં આપણી સહાનુભૂતિ વધે ઘટે તેને આપણે વફાદારીના વખાણવા લાયક લક્ષણ તરીકે ગણતા થયા છીએ.

બિહારનો અધભૂખ્યો કિસાન, કે તામીલનાડની અર્ધવસ્ત્રા સ્ત્રી, ગમે તે ધર્મ કે વિચારના હોય, તેમને રેંટિયો શીખવવામાં મને કાંઇ આડું આવતું નથી. આ વાત રચનાકાર્યના પાયામાં હતી-ને તેથી આવા કામો ગાંધીજીએ કોંગ્રેસથી સ્વતન્ત્ર સંસ્થાઓ મારફત લીધા હતા કારણકે માનવકરુણાનાં નિર્મળ પાણી રાજકીય કે ધાર્મિક નળચકલી મારફત વહેતા કરવામાં માણસાઇનું અપમાન લાગતું હતું.

બાપા આ બિનરાજકીય માનવસેવાના શ્રેષ્ઠ પ્રતિનિધિ હતા, આસામની ટેકરીઓમાં રહેનારા જંગલીઓ, છોટાનાગપુરના સાંતાલો, નીલગિરિના મુંડા ને શબરો, ગુજરાતના ભીલો ને હરિજનો સૌ એમના અવસાને રડ્યા હશે, કારણકે આ વિશાળ દેશના બધાજ ખૂણે ખૂણે પોતાનું હૃદય ફેલાવી બાપા આદિવાસીઓ સાથે એકરૂપ થયા હતા.

એ એકરૂપ થઇને એમણે વર્તમાન તેમજ ભાવિમાં ઊભી થનારી

સેવકો ઠીક સંખ્યામાં હોય–ને સમાજમાં તેઓનો આદર થતો હોય તે સમાજ શબ્દોમાં ગમે તે બંધારણ પાળે તો પણ લોકશાહી સમાજ છે. પણ જ્યાં આ નીચેના લોકોની ભેર તાણનારા ઓછા હોય ત્યાં લોકશાહી નામની જ રહેવાની.

આ ભેર તાણનારાઓની પહેલી લાયકાત પોતે જે રાંક લોકોની સેવા કરે છે તે સેવા નિર્વાજ ભાવે કરવાની વૃત્તિ છે. મત લેવા આ આ ગરીબો પાસે દુનિયામાં સૌ જાય છે; ને તેમને વચનો આપે છે. તેમની ખુશામત પણ કરાવે છે. આનાથી કોઈની ઉન્નતિ થતી નથી. કારણ ત્યાં ગરજ, દંભ ને છેતરપીંડી હોય છે.

ઉન્નતિ તો થાય છે નિર્વ્યાજ સેવાથી. દુઃખી માણસનું દુઃખ તે એક જ એની પાસે જવાનું કારણ હોવું ઘટે તું અમુક વિચાર સરણી ધરાવે છે કે ધરાવ. તું અમુક રંગનો છે. તું અમુક જાતિ કે ધર્મનો છે, તું અમુક દેશના અમુક કટકાનો વતની છે તે માટે હું તારી સેવા કરવા આવ્યો છું એમ કહેવું તે નિર્વ્યાજ સેવા નથી. તે બધી શરતી સેવા છે. ને જ્યાં શરત મુકાય ત્યાં સેવામાંથી સુગંધ ચાલી જાય.

આંધળા કે ખસથી સડી ગયેલો માણસ, પાંડુ કે ક્ષયથી પીડાતી સ્ત્રી કે નિરાધાર બનેલું બાળક તેમની અશક્તિને કારણે જ શક્તિમાનોની સહાનુભૂતિના અધિકારી છે. ને જો એ સહાનુભૂતિ ન અપાય તો માણસાઈનો એક ભારે મોટો અપરાધ થાય છે. આ વાત જનસમાજના મનમાં વસવા માટે આવા નિર્વ્યાજ સેવકોની ફોજ ખૂબ જરૂરી છે.

પોતાના ધર્મમાં ભેળવવા કે મૂંડવા માટે હજારો લાખો રૂપિયા વાપરવા તે તે ધર્મના લોકો તૈયાર હોય છે. પોતાના વાડાના લોકો માટે ધર્મશાળા, નિશાળો ને દવાખાનાં બંધાવનાર જૈનો, હિંદુઓ ને હિંદુઓમાં પેટાજ્ઞાતિઓ છે, ને આ બધી જગ્યાએ એ સિવાય સૌએ અલગ રહેવાનું હોય છે. આને આપણે કોમી માનસ કહીએ છીએ;

ને તે જ દેશના ભાગલાનું કારણ છે. વિશ્વના કલહનું એક કારણ છે.

જગતના લૂલા, પાગળા ને આંધળાની સેવા કરનારા ખ્રિસ્તી સાધુ-સાધ્વીઓની ત્યાગવૃત્તિ પાસે આપણું માથું નમે છે. પણ તેઓએ પણ પોતાની સેવાવૃત્તિ નિર્વ્યાજ ભાવે વહાવી નથી. સેવાના ફળરૂપે સૌને ખ્રિસ્તીધર્મમાં લાવવાની તેમની ગણતરી જાણીતી છે.

આજે આ જ સંકુચિતતા ધીમે ધીમે રાજકીય વાડાઓમાં પેસતી જાય છે. તમે જો કોંગ્રેસના હો કે થાઓ તો તમારે માટે બધું કરવા તૈયાર છું. તમે જો કમ્યુનીસ્ટ થાઓ, તમે જો સોશ્યાલીસ્ટ થાઓ. તમે જો લોકશાહી મોરચામાં ભળો, તમે જો નાગરિક પક્ષમાં આવો આવા જો ને તો-ના બારણાં આપણી કરુણાવૃત્તિ આડે રાખવાની પ્રથા પડતી જાય છે. તેના પ્રમાણમાં આપણી સહાનુભૂતિ વધે ઘટે તેને આપણે વફાદારીના વખાણવા લાયક લક્ષણ તરીકે ગણતા થયા છીએ.

બિહારનો અધભૂખ્યો કિસાન, કે તામીલનાડની અર્ધવસ્ત્રા સ્ત્રી; ગમે તે ધર્મ કે વિચારનાં હોય, તેમને રેંટિયો શીખવવામાં મને કાંઇ આડું આવતું નથી. આ વાત રચનાકાર્યના પાયામાં હતી-ને તેથી આવા કામો ગાંધીજીએ કોંગ્રેસથી સ્વતંત્ર સંસ્થાઓ મારફત લીધાં હતા. કારણકે માનવકરુણાનાં નિર્મળ પાણી રાજકીય કે ધાર્મિક નળચકલી મારફત વહેવડાવવામાં માણસાઇનું અપમાન લાગતું હતું.

બાપા આ બિનરાજકીય માનવસેવાના શ્રેષ્ઠ પ્રતિનિધિ હતા, આસામની ટેકરીઓમાં રહેનારા જંગલીઓ, છોટાનાગપુરના સાંતાલો, નીલગિરિના મુંડા ને શબરો, ગુજરાતના ભીલો ને હરિજનો સૌ એમના અવસાને રડયા હશે, કારણકે આ વિશાળ દેશના બધાજ ખૂણે ખૂણે પોતાનું હૃદય ફેલાવી બાપા આદિવાસીઓ સાથે એકરૂપ થયા હતા.

એ એકરૂપ થઇને એમણે વર્તમાન તેમજ ભાવિમાં ઊભી થનારી

લોકશાહીની ભારે સેવા કરી છે. આદિવાસીઓ પછાત છે; કચડાએલા છે, એમને ઊજળા ને ધર્મવર્ગી લોકો લૂંટે છે, ને આ ચાલુ રહે તો ઊજળા લોકો માટે લોકશાહી ખરી પણ એમને માટે તો કશું જ નહિ; એમણે તો ચાલુ રાજ્યતંત્રમાં પણ ઝગડવું રહ્યું–તેના તરફ અવિશ્વાસ અનાદર કેળવવો જ રહ્યો. લોકશાહીમાં જ્યારે નીચેમાંના નીચેના સાથે એકરૂપ થનાર સેવકોની અખંડિત પરંપરા નથી હોતી ત્યારે નીચેનાના કાવતરાં કે બળવો અનિવાર્ય છે.

બાપાએ પોતાનું અમૃત આદિવાસીઓને પાઈ એમનામાં નિરાશા ને અવિશ્વાસ ન પેસે તેનો માર્ગ બનાવ્યો છે. આ માર્ગ લોકશાહીમાં ચાલુ રહે, સન્માન્ય થાય તો વેર ને હિંસાનાં કાવતરાં કરમાતાં જાય ને સાચી સંસ્કૃતિ ઊભી થાય.

બાપા ગયા તે જોખમ નથી. બાપા ૮૨ વર્ષના થયા હતા. એમનું મન ઉત્સાહી હતું; પણ ઇંદ્રિયો મંદ થઇ હતી. સંદેશાની આપલે કરવાનું મુશ્કેલ બનતું જતું હતું: બહાર જગતની વાત ઇંદ્રિયો સારી રીતે કરે નહિ તેમજ કહેવાનું બરાબર લઇ જાય નહિ તો માત્ર દેહ ટકી રહે તેમાં કશો અર્થ નથી. આંખો પૂરું જુએ નહિ, કાન પૂરું સાંભળે નહિ, હાથપગ બરાબર ચાલે નહિ તેવા મૃતવત્ જીવનની અમૃતલાલ ઠક્કરને શી કિમ્મત હોય ?

૮૨ વર્ષ સુધી તેજ લગામે કામ કરનાર સ્વારને આવા જરાજીર્ણ વાહનનો ત્યાગ કરી જવાની અધિરાઇ થાય તે સ્વાભાવિક છે; આત્માને વ્યક્ત થવા માટે દેહ સાધન છે. એ સાધન આત્માને ગુંગળાવે ત્યારે એ હંસને મુક્ત આકાશમાં જવા દેવો તે જ સારું. બાપા જેવા કર્મ-યોગી આવું આવું છેલ્લા દિવસોમાં વિચારતા હશે–ને મૃત્યુને તેમણે મિત્ર ગણ્યું હશે. એટલે બાપાના અવસાનનો શોક કરવા જેવું નથી. તેમણે જે ચીલો પાડ્યો તે ચાલુ ન રહે તો શોક કરવો ઘટે.

સામાન્ય રીતે આજની દુનિયામા આવા નિર્વ્યાજ સેવકોનું બહુ ઉપજતું દેખાતું નથી. ટ્રુમેન પાચ વર્ષ માટે પ્રમુખ છે, ને આઇનસ્ટીન વિશ્વના ઇતિહાસમા ભાગ્યે જ જન્મતી પ્રતિભાવાળો માનવપ્રેમી વૈજ્ઞાનિક છે, ને ચિરતન કાળ માટે મેનેનેશીયાના આદિવાસીથી માડીને તે ન્યુયોર્કના પંચાવનમા મજલે રહેનારા સુધી સૌને ઉપયોગી થાય તેવી શોધો એણે નિર્વ્યાજ ભાવે કશાય બદલાની અપેક્ષા વિના કરી છે છતા અણુબોમ્બનો ઉપયોગ ન કરવા વિશ્વશાતિ માટે અપીલ કરે તો અમેરિકા તેનો મોન દ્વારાજ જવાબ આપે. આ મૂલ્યાકનો પર મોટા ભાગની દુનિયા ચાલે છે.

આપણા દેશની આ વિશિષ્ટતા આપણા સમાજમા કાયમ ચાલ્યા કરે તેમ સૌ વિચારે તે જ આપાનું સાચું તર્પણ છે

